# નવીન માહિતી.

## જાડાં પોષ્ટકાર્ડો સસ્તી કિંમતે.

પોષ્ટ ઓફીસમાંથી મળતાં તૈયાર કાર્ડ કરતાં ટીકીટ ચ્હોડવાનાં કાર્ડોમાં લખાણ વધુ આવી શકતું હોવાથી દરેક જણ તે વાપરવાને આતુર હોય છે, છતાં ન્હાનાં ગામોમાં તે ન મળવાથી અથવા બહુ મોઘાં મળવાથી લોકો તેનો પુરતો લાભ લઈ શકતા નથી. આ હરકત કંઇંક ઓછી થાય અને આ ખાતાના કામની જાહેરાત વિશેષ ફેલાય, એ હેતુથી તેવાં કાર્ડો નીચે પ્રમાણે સસ્તા દરે પૂરાં પાડવાની ગોઠવણ આ ખાતા તરફથી કરવામાં આવી છે. આ કાર્ડોમાં એક આખી બાજુ લખવા માટે કોરી છે, અને બીજી બાજુએ અર્ધા ભાગમાં આ ખાતાની જાહેરાત આપી અર્ધો ભાગ શિરનામું તથા ટીકીટ માટે ખાલી રાખેલો છે. કિંમત નીચે પ્રમાણે છે.

• જાડાં અને બે બાજુ બે રંગવાળાં કાર્ડ, પાંચસોના ૭ આના. છુટક સો કાર્ડ દીઠ દોઢઆનો.

પાતળાં એક રંગવાળાં કાર્ડ પાંચસોનો રૂ. ૦।, ૧૦૦ દીઠ ૦)–

સૂચના (૧) પાંચસેથી ઓછાં કાર્ડ વી. પી. થી મોકલાશે નહિ. (૨) ઓછાં જોઈએ તેમણે તેની કિંમત ઉપરાંત પોષ્ટેજ સો કાર્ડ દીઠ એક આનો વધુની ટીકીટો મોકલી મંગાવી લેવાં. (૩) પુસ્તકોના વી. પી. ભેગાં મંગાવવાં હોય તેમણે તે મુંબઇથીજ મંગાવવાં; અને એકલાંજ કાર્ડ જોઈએ તો અમદાવાદથીજ મંગાવવાં. (૪) સામટાં ૫૦૦ જોઈશે તેમને તે મુંબઇથી ન મળતાં અમદાવાદથીજ મળી શકશે. (૫) પોષ્ટેજ વી. પી. ખર્ચ જાડાં (૫૦૦) કાર્ડનું ૭ આના અને પાતળાં (૫૦૦)નું પાંચ આના જુદું સમજવું. (૬) હજારથી ઓછાં કાર્ડ રેલ્વે પારસલથી મોકલવામાં આવશે નહીં.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, મુખ્ય સ્થળ–કાલબાદેવી રોડ–મુંબઈ. અથવા એખાતાની શાખા—ડે. ખમાસાનો ચકલો—અમદાવાદ.

# ખાસ હકીકત.

## આર્યભિષક્, અથવા હિંદનો વૈદ્યરાજ.

આ ઉપયોગી પુસ્તકની આ ખાતાપર વેચાણ માટે આવેલી નકલો ખલાસ થઈ જવાથી પાછળથી મંગાવનાર ઘણાક સજ્જનોને તે મોકલી શકાયું નથી; થોડાજ દિવસપર એ પુસ્તકોનો બસો પ્રતનો છેટલો લૉટ પણ વેચાણ વ્યવસ્થા માટે તેના માલીક તરફથી મળી ચૂકયો છે જેમાની માત્ર સોએક પ્રતો હવે શિલક છે માટે તે જોઇયે તેમણે તુરતમાં વી. પી. થી કે રૂબરૂ મંગાવી લેવું. કિં રૂ. ૧॥ પોષ્ટેજ ૦૫ એકથી વધુ નકલ કોઇને અપાશે નહીં. અમદાવાદની શાખામાંથી તે રૂ. ૧-૧૦-૦ થી મળશે.

## સ્થિતિ અને ઉપશમ પ્રકરણ (યોગવાસિષ્ઠનું.)

વેદધર્મ સભા તરફથી વેચાણ વ્યવસ્થા માટે મળેલું આ પુસ્તક હવે ખલાસ થયું છે, માટે તે હવે કોઇએ મંગાવવું નહીં.

## નિર્વાણ પ્રકરણ. (યોગવાસિષ્ઠનું.)

આ પુસ્તકની હવે માત્ર પચ્ચાસેક પ્રતજ શિલક છે. જેથી તે પણ થોડા સમયમાં મળતું બંધ થશે. માટે જોઇયે તેમણે સત્વર મગાવી લેવું. મૂલ્ય રૂ. ૩) પોષ્ટેજ ૦॥૬ અમદાવાદ શાખામાં રૂ. ૩-૪-૦ થી મળશે.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, ભુલેશ્વર-કાલબાદેવી-મુંબઈ.

# વિવિધ ગ્રંથમાળાના બીજા વર્ષના

# નિયમો.

---

## વર્ગ વિષે.

૧ વિવિધ ગ્રંથમાળાનો પહેલો વર્ગ આ વર્ષમાં પણ બંધજ રહેશે.

૨ બીજા વર્ગમાં હવેથી કાગળો ૫૦ રતલી ગ્લેજ અથવા એન્ટીક પેપર વપરાશે; અને પૂઠાં આગળના જેવાંજ સોનેરી આવશે. એ વર્ગનું વાર્ષિક મૂલ્ય હવેથી ઘટાડીને રૂ. ૬–૦–૦ ને બદલે રૂ. ૪–૮–૦ રાખવામાં આવ્યું છે.

૩ ત્રીજા વર્ગની બુકોનાં પૂઠાં પાકાં આવવા ઉપરાંત હવેથી કાગળો પણ તેમાં ઉંચી જાતના એટલે ઉપર બીજા વર્ગ માટે લખ્યા છે તેજ વાપરવા ઠર્યું છે. છતાં વાર્ષિક મૂલ્ય રૂા. ત્રણ કાયમ રહેશે.

૪ ચોથા વર્ગમાં કાગળો પ્રથમ વર્ષની માફક ૫૦ રતલી અન-ગ્લેજ, પૂઠાં કાગળનાં તથા સિલાઈ સાદી આવશે; અને તેનું વાર્ષિક મૂલ્ય અગાઉ પ્રમાણે રૂ. ૧–૮–૦ ચાલુ રહેશે.

૫ સહાયક વર્ગ–જેઓ આ ખાતા તરફ શુભ લાગણી ધરાવી તેને કંઈક પણ મદદ કરવા ઈચ્છતા હોય તેવા સજ્જનો માટે તથા રાજા, મહારાજા, દરબાર, ઠાકોર, ઇત્યાદિ માટે આ ખાસ વર્ગ કહા-ડેલો છે; જે વર્ગના ગ્રાહક તેમને થવું હોય તે વર્ગના લવાજમ ઉપરાંત કમમાં કમ વાર્ષિક રૂ. ૧૨) જેટલી વધુ રકમ, સહાય તથા સન્માનાર્થે તેમણે આપવાની છે.

૬ પોષ્ટખર્ચ કોઈ પણ વર્ગ પાસેથી જુદું લેવાશે નહિ; આફ્રિકા ઇ૦ દેશો ખાતે વધારાનું પોષ્ટેજ ચોથા વર્ગ બદલ રૂ. ૦–૬–૦ અને ત્રીજા તથા બીજા વર્ગ બદલ રૂ. ૦–૧૨–૦ વધુ લેવાશે.

૭ વેલ્યુપેબલખર્ચ દરેક વર્ગ માટે જુદું સ. ૦-૦-

૮ આ ગ્રંથમાળાનું કોઈ પણ છૂટું પુસ્તક જોઇએ તેમને તે તે માટે ઠરાવેલી છૂટક કિંમતે મળી શકશે; નમુનાના અંક માટે પણ એજ નિયમ સમજવો. દરેક પુસ્તકની વર્ગવાર છૂટક કિંમત તેમાં છાપેલી હોય છેજ.

## વર્ગ બદલવા વિષે.

૯ નવા વર્ષથી જેમને પાકા પૂઠાવાળાં તેમજ ઉંચી જાતના કાગળવાળાં ટકાઉ પુસ્તકો મેળવવાના હેતુથી ચોથા વર્ગને બદલે વાર્ષિક રૂ. ૩-૦-૦ વાળા ત્રીજા વર્ગમાં ગ્રાહક થવું હોય, અથવા સોનેરી પૂઠાવાળાં પુસ્તકો મેળવવાને વાર્ષિક રૂ. ૪-૮-૦ વાળા બીજા વર્ગમાં ગ્રાહક થવું હોય તેમણે પોતાના રજીસ્ટર્ડ નંબર સાથે તે વિષે સત્વર લખી જણાવવું, કે જેથી નવા વર્ષમાં તે વર્ગનુંજ પુસ્તક વી. પી. કરવામાં આવશે.

૧૦ વર્ગમાં ફેરફાર કરાવનારનો રજીસ્ટર્ડ નંબર પણ બદલાય છે, અને તે તેમને મળતાર વધારાના મુલ્યની પાવતી અથવા વી. પી. સાથેના બીલમાં જણાવ્યો હશેજ. માટે તે પછીથી પત્રવ્યવહારમાં તે ગ્રાહકે તે નવો નંબરજ લખતા રહેવું.

## કદ વિષે.

૧૧ આ ગ્રંથમાળાના દરેક પુસ્તકમાં સરાસરી ( રોયલ ૧૬ પેજી ) સવાસો પૃષ્ઠ આવશે. જેમાં આ ખાતાને લગતી તેમજ બીજા પરોપકારી ખાતાંઓને લગતી યોજનાઓ તથા જાહેરખબરો વિગેરેનો તેમજ બીજાં ગ્રાસિકોની બદલામાં લેવાની જાહેરખબરોનો સમાવેશ થશે મૂલ્યથી લેવાની જાહેરખબરોનો એમાં સમાવેશ થશે નહિ.

૧૨ પુસ્તકનું કાર્ય હોવાથી વિષયો લાંબા ટુંકા હોવાના કારણે અણુકાઓનું કદ સવાસો પૃષ્ઠ કરતાં ઓછું યા વધુ થવા કરવું એ

સ્વાભાવિક છે, છતાં વર્ષે આખરે ૧૨×૧૨૫ ને હિસાબે ૧૫૦૦ (દોઢ હજાર) પૃષ્ઠ પૂરાં કરી આપવામાં આવશે. કોઈ મણુકામાં ખાસ ઉંચા કાગળો વાપરવાનું અથવા છબી મૂકવાનું ઠરશે તો તે બદલના વધારાના ખર્ચ જોગાં પૃષ્ઠો આ (૧૫૦૦ ની) સંખ્યામાંથી બાદ થશે.

૧૩ પુસ્તકનું કદ બદલવું પડશે ત્યારે પણ સરવાળે ઉપર જણાવ્યા જેટલું–એટલે વર્ષમાં થઇને રોયલ ૧૬ પેજી ૧૫૦૦ પૃષ્ઠમાં આવી શકે તેટલું–લખાણ પૂરું થઈ રહે એવા પ્રમાણમાંજ પૃષ્ઠની સંખ્યા કમી જાસ્તી કરાશે.

## પુસ્તકોની રવાનગી તથા તે ગેરવલ્લે જવા વિષે.

૧૪ અધિકમાસ સિવાય વિશેષ કરીને દરેક ગુજરાતી માસની આખરે આ ગ્રંથમાળાનું એકેક પુસ્તક નીકળતું રહેશે. જે તે પછીના બીજા માસની દશમી તિથિ સુધીમાં ગ્રાહકોને પહોંચી જાય તેમ થશે.

૧૫ જે પુસ્તક તે માસની શરૂઆતમાં તૈયાર થઈ શકશે તે તેની અગાઉના પુસ્તકની સાથેજ અને બનતાં સુધી ભેગું બંધાઇને રવાના થશે.

૧૬ રવાનગીના સમય અગાઉ તૈયાર કરાવી શકાયાં હશે તે પુસ્તકો સગવડ હશે તો તે સમય અગાઉ રવાના કરવામાં આવશે.

૧૭ દરેક પુસ્તક દરેક ગ્રાહકને પુરતી ચોકશાથી રવાના થાય છે; છતાં પોષ્ટખાતામાં તે ગેરવલ્લે જાય, તે મોકલી આપવાની પૂર્ણ છૂટ રાખતાં, તેનો ગેરલાભ લેવાવાના સંભવને લીધે એવો નિયમ ઠરેલો રહેશે કે નીચે પ્રમાણેનો ખરી હકીકતનો પત્ર લખી મોકલનાર ગ્રાહકોને બનતાં સુધી પુસ્તક બીજું મોકલી આપવું, અને તે ગ્રાહકને અરજી કરવાની ફરજમાં ન ઉતારતાં પોષ્ટખાતાપર આ ખાતાએજ ઘટતી અરજ સાથે તે પત્ર મોકલી આપવો.

પુસ્તક ગેરવલ્લે જતાં ગ્રાહકે લખવાના પત્રની નકલ નીચે મુજબ છેઃ—

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક,

મુ. અમદાવાદ.

વિ. કે, સંવત ૧૯૬૮ નું ——— મું પુસ્તક નામે ———
અત્યાર સુધીમાં મને મળી જવું જોઇયે તે હજી સુધી મળ્યું નથી. બદદાનતથી કે મળ્યા પછી ખોવાયાને લીધે જુજ રકમનું પુસ્તક ફરીથી મેળવવા ઇચ્છનાર, એક ધર્મકાર્યમાં તેટલું નુકશાન કરી પાપનો ભાગી થાય છે, એ હું સમજું છું.

તમે ફરીથી મોકલી આપ્યા પછી જો તે તમે મોકલેલું મૂળ પુસ્તક મ્હારા તરફ આવશે તો તે ન સ્વીકારતાં તમારા તરફ પાછું વાળીશ.

મ્હારો રજીસ્ટર્ડ નંબર, ———

નામ, ———

ગામ, ——— પોષ્ટ, ———

ઠેકાણું, ——— જીલ્લો, ———

તારીખ ———

સહી ———

સૂચના—પોતાના ગામના અન્ય ગ્રાહકોને પુસ્તક મળ્યા છતાં પોતાને ન મળ્યું હોય તોપણ દશેક દિવસ વધુ રાહ જોયા વિના અને ઘરમાં તેમજ પોષ્ટમેનથી તપાસ કર્યા વિના ઉપરો પત્ર લખવો નહિ.

## નવીન ગ્રાહક થવા વિષે.

૧૮ નવીન ગ્રાહક થવા ઈચ્છનારે નીચે મુજબનો કાર્ડ લખી મોકલવો, અથવા રૂબરૂ આપવો.

---

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની** શાખાના વ્યવસ્થાપક,
સુ. અમદાવાદ.

વિ. કે, વિવિધ ગ્રંથમાળાના ગ્રાહક તરીકે સંવત ૧૯૬૮ ની શરૂઆતથી મ્હારૂં નામ નોંધી ત્યારથી અત્યાર સુધીમાં નીકળેલાં પુસ્તકો વી. પી. થી અથવા બીજી રીતે મોકલી ત્હેનું વાર્ષિક મૂલ્ય વસૂલ કરશો; અને તે પછી પણ દર વર્ષે પહેલો મણકો વી. પી. કરી મોકલતા રહેશો. ગ્રાહક તરીકે અમારે નહિ રહેવું હોય ત્યારે અગાઉથી ખબર આપીશું.

ગ્રાહક થનારનું પૂરૂં નામ. ______

પુરેપુરૂં ઠેકાણું. ______

વર્ગ, ______ ગામ, ______

વાર્ષિક મૂલ્ય, ______ પોષ્ટ, ______

તારીખ, ______ જીલ્લો, ______

( વિવિધ ગ્રંથમાળાનાં પ્રથમ વર્ષનાં પુસ્તકો પણ વી. પી. ભેગાં જોઇયે છે કે નહિ તે, અને જોઇતાં હોય તો કયા વર્ગનાં, તે વાત મૂલ્ય સહિત અહિં લખવી. )

સહી. ______

---

સૂચના—( ૧ ) મુંબઈ તેમજ બીજાં શહેરોના ગ્રાહકોએ ઠેકાણામાં પોતાનો મહેલ્લો રસ્તો પોળ... [illegible]

નબર એ સર્વ લખવું. ( ૨ ) વર્ગ નહિ લખનારને ચોથા વર્ગમા આહક તરીકે નોંધી તે વર્ગનાં પુસ્તકો મોકલાશે.

૧૯ મૂલ્ય ભર્યા પછીથી પાચ દિવસ સુધીમા તે ગ્રાહકને કોઇ પણ સ્હડતા ( વધુ લવાજમવાળા ) વર્ગના ગ્રાહક થવાની ઇચ્છા થાય તો, આવેલું પુસ્તક અથવા પુસ્તકો સારી હાલતમા પોતાને ખરચે પાછાં મોકલી આપવાથી, તે લખશે તે વર્ગમા નામ બદલીને, તે વર્ગનાં પુસ્તકો ખૂટતા લવાજમનું વી. પી. કરીને મોકલી આપવામાં આવશે.

૨૦ મૂલ્ય મોકલાઈ ચૂકયા પછી પણ નિયમો ન ગમવાથી માહને ગ્રાહકમાંથી નીકળી જવું હશે તો પાચ દિવસ સુધીમાં તે પુસ્તક પાછુ મોકલી આપનારને મૂલ્ય તેના ખર્ચે પાછું મોક લવામાં આવશે

૨૧ ગમે તે માસમા ગ્રાહક થનારને તે આખા વર્ષના ગ્રાહક તરીકે ગણીને આગલા મહિનાના મણકાઓ પણ મોકલાશે

૨૨ પ્રથમ વર્ષના પુસ્તકો* પણ જે નવીન ગ્રાહકોને જોઇશે

---

* બીજા વર્ષથી થનાર જે નવીન ગ્રાહકે પહેલા વર્ષનાં પુસ્તકો ન જોયાં હોય અથવા ન મેળવ્યા હોય તો તેમને ભલામણ છે કે:—

આ પુસ્તકો એ કાંઈ અઠવાડિક યા માસિક વર્તમાનપત્રોના અંકો નથી કે જેથી સમય વીત્યા પછી તે નકામાં થઇ જાય, આ તો જુદા જુદા વિષયના ઉપયોગી પુસ્તકો છે. આ જમાનાના સમર્થ વિદ્વાનો અને મહાપુરુષો પોતાની વિદ્વતા અને મહત્તા મ્હોટે ભાગે ઉત્તમ ગ્રંથોનેજ આભારી જણાવીને એક અવાજે કહેતા આવ્યા છે કે—સારા પુસ્તકો એ એક મિત્ર કરતાં પણ વધારે ઉપયોગી છે. કેમકે જેમ જે તે સ્થળે સાથે રાખી શકાય છે, અને જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે ઉમદા વિચારોનો ઝરો તેમાંથી મેળવી શકાય છે, તેમ મિત્રના સબંધમાં બની શકતું નથી.

ત્હેમને ચોથા વર્ગનાં બારે પુસ્તકોના રૂ. ૧-૮-૦ અને ત્રીજા વર્ગનાં રૂ. ૩-૦-૦ તથા બીજા વર્ગનાં રૂ. ૬-૦-૦ થી તેમજ થોડાં જોઈશે તો છૂટક સવાઈ કિંમતથી મળી શકશે. પોષ્ટેજ માફ વી. પી. ખર્ચ જુદું.

પત્રવ્યવહાર વિષે.

૨૩ વિવિધ ગ્રંથમાળાની સર્વ વ્યવસ્થા હવેથી **સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની અમદાવાદની 'શાખા'** માં રાખેલી હોવાથી, નવીન ગ્રાહક થનારે તેમજ અગાઉના ગ્રાહકોએ તે સંબંધી સર્વ

---

સારાં પુસ્તકો એ ઘરમાંના કિંમતી વસ્ત્રાભૂષણ કે કોઈ પણ ચીજ સાથે સરખાવતાં વધારે કિંમતી, વધારે સુખદાયક અને અંતઃરાત્માને અનેક સદ્‌ગુણરૂપી અલૌકિક અલંકારોથી આલોક પરલોકમાં ઓપાવનારાં છે.

*વળી તે માત્ર ત્હેના માલિકનેજ નહિ; પણ માલિકના કુટુંબીઓ,* મિત્રો, પાડોશીઓ, મ્હેમાનો, અને બીજા પણ જેઓ ત્હેનો પ્રેમથી લાભ લેવા ઇચ્છે, તે દરેકને તે એક સરખી રીતે પોતાનો પ્રેમભાવ દર્શાવી આપે છે. ત્હેના તરફ બેદરકાર રહેવામાં ન આવે અને સવેળા સારી બાંધણીનાં તે મેળવાય તો છ માસ કે વર્ષ તો શું, પણ અનેક પેઢી સુધી પણ ઉમદા વિચારોના સર્વથી કિંમતી ખજાના દાખલની મહત્તા ત્હેમાંથી જરા પણ ખંડિત થતી નથી.

ઉપલા વિચારોની યથાર્થતા સ્હમજી શકનાર હરકોઈ નવીન ગ્રાહકને ભાગ્યેજ ભલામણ કરવી પડે તેમ છે કે, જેમનાથી બની શકે તેમ હોય તેમણે વિવિધ ગ્રંથમાળાનાં પ્રથમ વર્ષનાં પુસ્તકોરૂપી ઉપયોગી ખજાનો જેની યાદી આ અગાઉ અપાઈ ચૂકી છે તે બનતાં સુધી મેળવવા ચૂકવું નહિ. સારાં પુસ્તકોનો આવો સસ્તો સંગ્રહ ખલાસ થઈ ગયા પછી ડબલ કિંમતે પણ મેળવી શકાવો મુશ્કેલ થઈ પડશે. 'વ્યવસ્થાપક.'

પ્રકારનો પત્રવ્યવહાર તથા નાણાં વ્યવહાર તે શાખાના 'વ્યવસ્થાપક' ને શિરનામેજ કરવો.

૨૪ વિવિધ ગ્રંથમાળાના દરેક ગ્રાહકને તેમનો રજીષ્ટર્ડ નંબર પાવતીમાં અથવા વી. પી. સાથેના બીલમાં તેમજ દરેક પુસ્તક મોકલતી વખતે શિરોનામ સાથે જણાવાય છે, આ નંબર ગ્રંથમાળા સંબંધી કોઇ પણ પ્રકારનો પત્ર લખવો પડતાં તેમાં અવશ્ય લખવો, તેવા નંબર વિનાના પત્રપર અમલ થશે નહિ.

૨૫ ઉત્તર મેળવવાની ઇચ્છા હોય તેમણે રિપ્લાઇ કાર્ડ અવશ્ય મોકલવું, તેમ ન કરનારને ઉત્તર મળવાનો સંભવ થોડો છે.

## શિરનામાં બદલવા વિષે.

૨૬ નવા વર્ષથી જેમને પોતાનાં શિરનામાં બદલવાનાં હોય અથવા સુધરાવવાનાં હોય તેમણે તે વિષે તુરતમાં લખી જણાવવું, પરંતુ મહિનો બે મહિના માટેજ બદલવાનું હોય તેમણે તે વિષે પોષ્ટ ઑફીસનેજ લખીને બંદોબસ્ત કરી લેવો; વધુ સમય માટે બદલવાનું હોય ત્યારેજ અહિં લખવાનું રાખવું.

૨૭ શિરનામું બદલવાનો પત્ર મળ્યા અગાઉ રવાના થઈ ચૂકેલું પુસ્તક મોડું પહોંચે અથવા ગેરવલ્લે જાય તે માટે અમે જવાબદાર નથી; માટે નવું ઠેકાણું અહિં લખવા સાથે પ્રથમની પોષ્ટ ઑફીસને પણ લખવું જોઇયે.

## મણકાને બદલે પુસ્તક.

૨૮ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થતાં પુસ્તકોને 'મણકો' એવા નામથી અત્યાર સુધી લખાતું તે હવે પછીથી 'પુસ્તક' એ નામથી લખાશે. આ નિયમોમાં પણ તેમજ લખ્યું છે.

ધનતેરશ,
સંવત ૧૯૬૭.

ભિક્ષુ—અખંડાનંદ.
'મંત્રી' સ૦ સા૦ વ૦ કાર્યાલય.

# નિવેદન.

વિવિધ ગ્રંથમાળાનાં પુસ્તક ૧૩-૧૪ તરીકે નવસંહિતાનું ગુજરાતી ભાષાન્તર વાંચકો આગળ સપ્રેમ રજુ થાય છે.

આ પુસ્તકની ઉપયોગિતા અને તેના મૂળ લેખક બાબુ **કેશવચંદ્રસેન** કોણ અને કેવા હતા, તે વિષે ભાષાન્તર કર્ત્તાએજ પ્રસ્તાવનામાં જણાવ્યું છે. આ ભાષાન્તર શ્રીયુત કેશવચંદ્રની મૂળ કૃતિનાજ સીધા ભાષાન્તર રૂપ ન હોતાં તે ઉપરથી થએલા મરાઠી અનુવાદ ઉપરથી તૈયાર થયેલું છે; જેથી તેમાં મૂળ કૃતિનો શબ્દશઃ અર્થ ન આવ્યો હોય તો તે સ્વાભાવિકજ છે.

પ્રાપ્ત સાધનં અને સંયોગને અનુસરી, બની શકે તેટલી ઉત્તમ કૃતિરૂપે આ ભાષાન્તર મેળવીને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ ભાષાન્તર જોવા ઉપરથી કોઇ પણ વ્યક્તિ અથવા સંસ્થા તેથી વિશેષના યુક્ત કૃતિ રચવા રચાવવાને પ્રેરાશે તો તે અધિક શુભ છે.

ભારત જેવા ધર્મપ્રધાન દેશમાં ધાર્મિક બાબતોમાં જે સૂક્ષ્મ અને વિવિધ વિચારણાઓ થએલી છે; અને તેને અનુસરીને દેશમાંના પ્રાચીન અર્વાચીન પંથો, સંપ્રદાયો, અને ધાર્મિક સમાજોમાં અમુક અંશે જે મતભિન્નતા ચાલ્યા કરે છે; તે પ્રમાણે આ પુસ્તકના મૂળ લેખક અને બ્રહ્મોસમાજના સંસ્થાપક બાબુ કેશવચન્દ્રસેનના વિચારો અને તે સમાજના સિદ્ધાન્તોમાં જ્ઞાન, રૂચિ, અને અધિકારની ન્યૂનતા, અધિકતા કે વિવિધતાને લીધે આ પુસ્તકના વાંચકોને તેમાં કોઈ કોઈ સ્થળે મતભેદની પ્રતીતિ થાય તો તે સ્વાભાવિકજ છે. આવે પ્રસંગે પોતાની તુલનાશક્તિ તેમજ શ્રેષ્ઠજનોના સમાગમદ્વારા પોતાની કે પરની માન્યતાની યોગ્યાયોગ્યતા નિર્ણીત કરવાને દરેક જણ સ્વતંત્ર હોવાથી, તેમજ ભાષાન્તર કર્ત્તાએ પ્રસ્તાવનામાં તે વિષય યથામતિ ચર્ચેલો હોવાથી તે વિષે અત્ર કશું લખવાની જરૂર ભાસતી નથી.

[illegible] તૈયાર કરનાર શ્રીયુત ગણપતરાવ ગોપાળરાવ બર્વેનું નામ તેમણે તત્વજ્ઞાન, મુસાફરી, યોગ, સંગીત વિગેરે વિષયોપર ગુજરાતીમાં લખેલાં વિવિધ પુસ્તકોને લીધે ગુજરાતના સુયોગ્ય સાક્ષર તરીકે પ્રસિદ્ધજ છે. તેઓએ તેમની બીજી અગત્યની રોકાણો વચ્ચે આ કાર્યને પરોપકાર દૃષ્ટિથી જે અવકાશ આપ્યો છે, અને જે કાળજી અને પરિશ્રમપૂર્વક આ કાર્ય કર્યું છે; તે માટે આ પ્રસંગે તેમનો ખાસ આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

ઈશ્વર મનુષ્યરૂપે અવતાર લઈ શકે કે કેમ યાને બીજી રીતે કહીયે તો તેનામાં તેમ કરવાની શક્તિ છે કે કેમ ? બ્રાહ્મધર્મ, મૂર્તિપૂજા, ઈશ્વર સ્વરૂપ, બ્રહ્મસમાજમાં જોડાવાની અને જોડાયા પછી કરવાની વિધિઓ ઇત્યાદિ આ પુસ્તકમાંની જે જે બાબતો જેમને મતભેદની લાગે તેને બાજુએ રાખી અથવા તે વિષે પોતાને ઠીક પડે તેવી માન્યતા અને આચરણ કાયમ રાખી, તે શિવાયની જે ઘણીખરી ઉપયોગી બાબતોનો આ પુસ્તકમાં સમાવેશ છે; તે સારગ્રાહી દ્રષ્ટિએ વાંચી વિચારી પોતાના સત્ સંસ્કારો અને સદ્વર્તનમાં શુદ્ધિ વૃદ્ધિ કરવાનો હેતુ પ્રત્યેક વાંચકે રાખવાનો છે.

પ્રભુ કૃપાએ જે જે સજ્જનોથી ધાર્મિક બાબતોના અભ્યાસ પાછળ યોગ્ય અવકાશ મેળવી શકાય તેમ હોય, તેઓ પોતાના મતપંથના ધાર્મિક સિદ્ધાન્તોનો સારો અભ્યાસ કર્યા પછી અન્ય મતપંથોનો એવાજ શ્રેષ્ઠ હેતુપૂર્વક અભ્યાસ કરવાનું રાખશે, તો સર્વ ધર્મ અને મતપંથોના મૂળમાં અને તેના સ્થાપકોના હેતુમાં એવું તો ઐક્ય રહેલું તે જોઈ શકશે કે જેના પરિણામે **"એક કુટુંબી આપણે એક પિતા પરિવાર"** ની વિશાળ દ્રષ્ટિ તે મેળવી શકશેજ.

પ્રાણી માત્ર તે વિશાળ, દ્રષ્ટિને પ્રાપ્ત થાઓ. હરિઃ ૐ તત્ સત્

સંવત ૧૯૬૮ કાર્તિક. | ભિક્ષુ અખંડાનન્દ.

સને ૧૯૧૧ નવેમ્બર. | મંત્રી-સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

# વિષયાનુક્રમ

વિષય.

# પ્રાસ્તાવિક કથન.

## મહાત્મા કેશવચન્દ્રસેનનું સંક્ષિપ્ત જીવન.



અર્વાચીન સમયમાં આપણા ભારતવર્ષમાં પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવથી જે ઉત્તમોત્તમ નરરત્નો નીપજ્યાં તેમાં આ નવસંહિતાના લેખક બંગાલાના પ્રખ્યાત સ્વર્ગસ્થ બાબુ કેશવચન્દ્રસેન એ ઘણું દિવ્ય રત્ન થઈ ગયું છે એમાં શક નથી. એજ દેશમાં મહા વિખ્યાત વિદ્વાન્, સ્વદેશભક્ત રાજા રામમોહનરાય થઈ ગયા; તેમણે ગયા શતકને આરંભે બ્રહ્મોસમાજ કે બ્રહ્મસમાજ સ્થાપ્યો. ઘણા કાળ સુધી એ સમાજનું આધિપત્ય સુપ્રખ્યાત મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના હાથમાં હતું. ત્યાર બાદ એ સમાજનું રૂપાંતર કરી, તેને નવા રૂપમાં ગોઠવી, વ્યવસ્થિત કરી સર્વ પ્રકારે ઉન્નત અને વૃદ્ધિ કરવાનું કામ કેશવચન્દ્રસેને કર્યું છે. એમના અસામાન્ય ભક્તિભાવ, ઈશ્વરચિંતન, વાક્પટુતા, યોગ, વિજ્ઞાનાદિના પ્રભાવથી બ્રહ્મોસમાજની ખ્યાતિ અને ઉન્નતિ ઘણીજ થઈ છે. કેશવચન્દ્રનું જીવન ઘણુંજ રસિક અને વિચારવા જેવું છે. એ મહાભક્તના ઉપર જે જે વિટંબણાઓ પડી; તે ઉપરથી દરેક આર્યબંધુએ ઘણો ધડો લેવો જોઇએ. આ મહાપુરૂષનું વિસ્તૃત જીવન સસ્તા સાહિત્ય ખાતા તરફથી જુદા ગ્રંથરૂપે પ્રસિદ્ધ થવા સંભવ છેજ, છતાં અહીં હેનો સંક્ષિપ્ત સાર આપવો અનુચિત ગણાશે નહિ.

કલકત્તાની પાસે હુગલી નદીના કિનારા ઉપર ગરીફા નામે એક ન્હાનું ગામડું છે, તેને ગૌરીપૂર પણ કહે છે. તેમાં ઘણાં વર્ષથી ગોકુલચન્દ નામે ગૃહસ્થ રહેતા હતા. તેમને મદન, રામકમલ, અને

રામધન એ ત્રણ પુત્રો હતા. તેમાં રામકમલ ઘણો બુદ્ધિશાળી હતો અને તે બુદ્ધિબળથીજ તેણે પોતાના કુળનો દારિદ્રમાંથી ઉદ્ધાર કર્યો હતો. તેના સબંધમાં એમ કહેવાય છે કે, કલકત્તાની રાયલ એશિયાટિક સોસાઇટીના છાપખાનામાં ટાઈપ જોડવાના કામ ઉપર તેને દરમાસે ફક્ત આઠજ રૂપીઆ મળતા. દિવસે આ નોકરી કરવા ઉપરાંત રાત્રે તેણે પોતાના ઘરમાં જ્ઞાન મેળવવાનું આરંભ્યું, અને તે એટલે સુધી વધાર્યું કે પછીથી એજ સોસાઈટીનો તે મુખ્ય સેક્રેટરી થયો. તીવ્રબુદ્ધિ અને પ્રમાણિકપણું એ બે ગુણોને લીધે તે કલકત્તાની ટંકશાળના ઉપરી તરીકે નીમાયો. ત્યારબાદ કેટલેક વર્ષે તે બેંગાલ બેંકના દિવાન તરીકે દરમાસે ૨૦૦૦ રૂપીઆના પગારથી કાયમ થયો. ક્યાં આઠ રૂપીઆ અને ક્યાં બેહજાર રૂપીઆ!! આઠ રૂપીઆનો એક સાધારણ નોકર વધતાં વધતાં બેહજાર રૂપીઆની જગા ઉપર નિમાય. તે ઉપરથી તેનું ચારિત્ર્ય ખરેજ ઘણું આશ્ચર્યકારક હોવું જોઇએ એ દેખીતુંજ છે.

રામકમલસેનને ત્રણ કે ચાર છોકરાં હતાં, તેમાંના બીજાનું નામ પ્યારીમોહન હતું તે ઘણો સારો અને સાત્વિક હતો. તે ભરયુવાવસ્થામાંજ મરણ પામ્યો. આ પ્યારીમોહન તેજ આપણા કેશવ ચન્દ્રના પિતાજી થાય. પ્યારીમોહન ઇ. સ. ૧૮૪૮ માં સ્વર્ગવાસી થયા; કે જે વખતે તેમની ઉમ્મર માત્ર ૩૨ વર્ષની હતી. તેઓ ઘણા ભક્તિમાન વૈષ્ણવ હતા.

આ ગ્રન્થના મૂળ લેખક બાબુ કેશવચન્દ્રસેનનો જન્મ કલકત્તા શહેરમાં ઈ. સ. ૧૮૩૮ ના નવેમ્બર માસની ૧૯ મી તારીખે થયો હતો. તેમની માતાનું નામ શરોદાસુંદરી હતું. એ સાધ્વી બાઈ ૬૦–૭૦ વર્ષ સુધી જીવ્યાં હતાં. એમની ભરયુવાનીમાં તેમના પતિ સ્વર્ગે સિધાવ્યાથી તેમને અતિશય દુઃખ પડયું. એ દુઃખ કેશવ જેવા

પુત્રના મુખ સામું જોઈ તેઓએ વ્યતીત કર્યું. શારોદાસુંદરીએ બધી યાત્રાઓ કરી તમામ પુણ્યક્ષેત્રોનાં દર્શન કર્યાં હતાં. ઉપવાસ, વ્રતો, નિયમપાલન, બાધા રાખવી વગેરે બાબતોમાં તેમના જેવાં આકરાં કર્મો કરનારી તપસ્વી બાઈ બીજી ભાગ્યેજ જોવામાં આવશે. એ બધા તાપસી ગુણો તેના પુત્ર કેશવમાં ઉતરી આવેલા હતા.

પ્યારીમોહન સ્વર્ગે સિધાવ્યા ત્યારે કેશવ માત્ર ૧૦ વર્ષનોજ હતો. તેની જન્મભાષા બંગાલી હતી. એ ભાષાનો તેણે થોડો ઘણો અભ્યાસ કર્યો, પછી તેની સાત વર્ષની ઉમ્મર થઈ ત્યારે (સને ૧૮૪૫ માં) હિંદુ કૉલેજ સ્થપાઈ તેમાં તે દાખલ થયો. ત્યારબાદ મેટ્રોપોલિટન કૉલેજ નીકળી, તેમાં દાખલ થઈ ૧૮૫૮ સુધી ત્યાં તેણે વિદ્યાભ્યાસ કર્યો; અને તેજ વર્ષે એ પાઠશાળામાંથી તે છૂટો થયો. કેશવની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ અને વિલક્ષણ હતી. અવિશ્રાંત ઉદ્યોગ કરવાની તેને ઘણીજ હોંશ હતી. તેને ગણિત વિષયનો બહુજ કંટાળો હતો. એ વિષય તેને ઘણોજ કડવો લાગતો. તેના પસંદગીવાળા વિષયો માત્ર ભાષાજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ બેજ હતા. કવિતા કરવાનો તેને ઘણોજ છંદ હતો. તેના મનગમતા કવિઓ શેક્સપિયર અને મિલ્ટન હતા અને ગદ્ય ગ્રંથકારોમાં બેકન અને બર્ક હતા. કલ્પિત નવલકથાઓ તે કદિ પણ વાંચતો ન હતો. નાટકો જોવાની અને તે ભજવી બતાવવાની તેને ઘણીજ હોંશ હતી. રંગભૂમિમાં પોતે જે પાત્રનું કામ ભજવે તે આબાદ કરી બતાવતો. તેણે એ બુદ્ધિનો ઉપયોગ ધર્મપ્રસારના કાર્યમાં કર્યો; અને "નવવૃંદાવન" નામનું ધાર્મિક નાટક રચીને રંગભૂમિ ઉપર તેનો પ્રત્યક્ષ પ્રયોગ પણ કરી બતાવ્યો. આ નાટકમાં તે મુખ્ય નાયકનું કામ કરતો; અને હજારો પ્રેક્ષકોને આશ્ચર્યચકિત કરી નાખતો.

કેશવ ગર્ભશ્રીમંત હોવાથી બાળપણમાં તેનું લક્ષ સુંદર વસ્ત્રો ઘરેણાં, ગાડીઘોડા વગેરે તરફ જો કે રહેતું, તોપણ તેના મનનું વલણ તો ધર્મ તરફજ રહેતું. મોજશોખ તરફ આગળ જતાં તેનું લક્ષ્ય રહ્યું નહિ. વીશ વર્ષ પછી તેની વૃત્તિમાં ઘણોજ ફેર પડી ગયો. કેશવનું લગ્ન સને ૧૮૫૬ ના વર્ષમાં થયું હતું, કે જે વખતે તેની ઉમ્મર ૧૮ વર્ષની હતી. "પુત્રનાં લક્ષણ પારણામાં" એ કહેવત પ્રમાણે કેશવનું ચારિત્ર્ય બાળપણથીજ આશાવંત જણાતું હતું. પોતાના ગોઠિયાઓને ભેગા કરી સભાઓ કરવી, તેમાં ભાષણો આપવાં, સભાનું અધ્યક્ષસ્થાન લેવું વગેરે, તેના લક્ષણો ભવિષ્યોત્પાતનાં સૂચક હતાં. તેના વક્તૃત્વનો પ્રભાવ તેની ૧૮ વર્ષની ઉમ્મરેજ ઝળકી નીકળ્યો હતો. એ અભ્યાસ દિન પ્રતિદિન વધતો જઇ કેશવ કલાકોના કલાક સુધી ભારે ઉત્સાહથી ભાષણો આપતો. સતત ગ્રંથવાચન, અખંડ મનન અને ભાષણ એ ત્રણેનો વ્યાયામ ઘણાં વર્ષો સુધી ચાલુ રહ્યો.

કેશવનું અંત:કરણ ધર્મ તરફ દોરાવાનો પ્રારંભ આ પ્રકારે થયો છે કે, તેના ઘરની પાસે પંડિત રાજવલ્લભ નામના મહેતાજીની એક ગામઠી નિશાળ હતી. એ મહેતાજી જુની પદ્ધતિનો, પણ ઘણો શાણો, અને જરા ઉદાર વિચારનો હતો. તેને થોડું ઘણું સંસ્કૃતનું પણ જ્ઞાન હતું; તેમ તેને બ્રહ્મોસમાજની થોડી ઘણી માહિતી પણ હતી. તેણે બ્રાહ્મધર્મના કેટલાક પુસ્તકો વાંચેલા હતાં. તે ભાષણ કરતો તેમાં પણ એક પ્રકારની મૃદુતા અને મિષ્ટતા હતી; જેથી આકર્ષાઈ કેશવ કોઈ કોઈ વાર તેને ઘેર જતો અને તેની સાથે દોઢ બે કલાક સુધી વાતો કરતો બેસતો. પોતાના ન્હાની ઉમ્મરના મિત્રના આવા ઉદાર વિચારો જોઈ રાજવલ્લભે બ્રાહ્મધર્મ સબંધી એક પુસ્તક તેને આપ્યું. તે વાંચીને કેશવને ઘણો આનંદ અને સમાધાન

મળ્યું. આ સમય પછી કેશવનું ધ્યાન બ્રહ્મસમાજ તરફ દોરાયું. મહાન્ મહાન્ બનાવોનાં મૂળ કેટલાં ક્ષુદ્ર હોય છે તે જુઓ!! પોતે આપેલું પુસ્તક એટલું બધું ફલદ્રૂપ નીવડી આ એક સાધારણ છોકરો બ્રહ્મસમાજને નવું અને ઉજ્વળ રૂપ આપીને તેની કીર્તિ આખા જગતમાં ફેલાવશે એ વાત રાજવલ્લભ મહેતાના સ્વપ્નમાં પણ હતી કે? ના, નહોતીજ.

આ સમયે બ્રહ્મસમાજ, આદિસમાજના નામથી ચાલુ હતો, અને તેનું આધિપત્ય શ્રીયુત્ દેવેંદ્રનાથ ટાગોરના હસ્તક હતું. દેવેંદ્રનાથ બંગાલા અને હિંદુસ્થાનમાં તેમ બહારના ખંડોમાં પણ ઘણા વિખ્યાત અને માનનીય પુરૂષમાં ગણાય છે. આ પુરૂષ સાથે કેશવને પ્રથમ સહેજ ઓળખાણ થઈ. એ વખતે કેશવે "ગુડવુઈલ ફ્રાટર્નિટી" નામની મંડળી સ્થાપી હતી. તેમાં મ્હોટા મ્હોટા ઘરનાં છોકરાં જતાં. આ મંડળીના નિમંત્રણથી દેવેંદ્રનાથ પણ કોઈ કોઈ વખતે જતા અને છોકરાંઓને ઉત્તેજન આપતા. આ સભામાં કેશવનું વક્તૃત્વ જોઇ તથા તેનો ઉત્સાહ અને આવેશ જોઈ તેના સંબધમાં દેવેંદ્રનાથના મનમાં વિલક્ષણ પ્રેમ ઉત્પન્ન થયો, અને તેમના મનમાં એવો નક્કી ભાસ થયો કે આ સિંહનો બાળક ભવિષ્યમાં પોતાની ગર્જનાથી આખું આર્યાવર્ત ગજાવી મુકશે!! રાજવલ્લભે એજ અરસામાં કેશવને બ્રાહ્મધર્મનું પુસ્તક આપ્યું હતું. કેશવે તુરતજ બ્રાહ્મધર્મની દીક્ષા લીધી. આ દીક્ષા લીધી તે વેળાએ દેવેન્દ્રનાથ ક્યાંક બહાર ગામ ગયા હતા. તેઓ ગામ ઉપરથી આવ્યા બાદ જ્યારે તેમણે આ સુવાર્તા સાંભળી ત્યારે તેમને અતિશય આનંદ થયો, અને પરમસંતોષ થયો. આ બનાવ ઈ. સ. ૧૮૫૭ માં બન્યો.

દેવેન્દ્રનાથ અને કેશવચંદ્રની સરખામણી સાગર અને નદીની સાથે કરી શકાશે. દેવેન્દ્રનાથના અંતઃકરણ ઉપર જે સંસ્કાર પડેલા

તે પુષ્પાને સંસ્કૃત અને ફારસી ભાષાના અધ્યયનથી પડચા હતા. અંગ્રેજી ભાષા સાથે તેમને ઘણો પરિચય નહોતો. તેમની વૃત્તિ શાંત, ગંભીર, અને એકાંતપ્રિય હતી. તેઓ પ્રભુના ધ્યાનમાં અને ઈશ્વરગુણ ચિંતનમાં સદાકાળે નિમગ્ન રહેતા. તેઓ સારાં સારાં કાર્યોમાં મદદ પણ કરતા. આ બન્ને પુરૂષો મહાન્ ખરા, પરંતુ બન્નેની ઉચ્ચતા અને ઉદારતામાં મહાન્ તફાવત હતો. મહાસાગર કેટલો મહાન્ અને ગંભીર હોય છે!! તેના ઉપર હજારો ટનનાં પ્રચંડ વહાણો—આગબોટો—વગેરે ચાલે છે, કરોડો રૂપીઆનો વેપાર ખેડાય છે, એક ખંડ બીજા ખંડ સાથે સહેલાઈથી જોડાઈ જાય છે વગેરે. આમ છતાં તેના વિશાળ અને ભવ્ય સ્વરૂપની યથાર્થ કલ્પના જેને પ્રત્યક્ષ કરવી હોય તેણે તો તેની પાસેજ જવું જોઇએ! તે કંઈ પોતાનું સ્થાન મૂકીને જોનારની પાસે જવાનો નહિજ. હવે નદી તરફ દૃષ્ટિ નાખીશું, તો તેની ચંચળતા, સુંદરતા, અને ભવ્યતા જુદાજ પ્રકારની! ગંગા જેવી પ્રચંડ નદી ઉચ્ચ પર્વતશિખરો ઉપરથી નીકળે છે, તે મ્હોટા વેગથી કે કદિ ન્હાના વેગથી, ન્હાના મ્હોટા પ્રદેશોમાંથી પસાર થઇ પોતાના અમૃતતુલ્ય શીતલવારિથી પ્રાણિમાત્રના તાપ અને મળો હરિ લઈ તેમના આત્માને શાંત કરે છે! મહર્ષિ દેવેંદ્રનાથ તે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો પ્રત્યક્ષ મહાસાગર હતો; અને સાધુ કેશવચંદ્ર તે પ્રેમ, દયા, શાંતિ અને પરોપકારનો કેવળ સિંધુ નદજ હતો!

આ બન્ને મહાપુરૂષોનું સમાજમાં ઐક્ય થયું. દેવેંદ્રનો પ્રેમ કેશવ ઉપર વધુ અને વધુ બેસતો ગયો. તે તેના ઘરના સગાવહાલાંઓને ગમ્યું નહિ. જેથી તેઓ કેશવને આડકતરી રીતે બહુ કનડતાં. કેશવ એ સઘળું જાણતો, અને તે ગુજે મોટે રૂદન કરતો. દેવેંદ્રનાથના સમાગમમાં રહેવાથી તેની સાથે રોજ ઉપાસના, સંભાષણ, મર્મચર્ચા થતી, અને તેથી કેશવનો ધર્મરૂપ અગ્નિ સારી રીતે પ્રજ્વલિત

થયો. આખરે કેશવનો અધિકાર એટલો બધો વધ્યો કે તેનો વિશ્વાસ, ઉત્સાહ અને ધર્મભાવ જોઇને દેવેંદ્રનાથે તેનું નામ બ્રહ્માનંદ પાડયું. એજ નામથી બંગાલામાં કેશવ ઓળખાય છે.

પછી તો ઈ. સ. ૧૮૬૨ ના એપ્રીલ માસની ૧૩ મી તારીખે મહર્ષિ દેવેન્દ્રનાથે તેને બ્રહ્મોસમાજના આચાર્ય તરીકે નીમ્યો, અને તે સંબંધમાં મ્હોટો સમારંભ કરી એ વિધિ પૂર્ણ કર્યો. આથી તેનાં સગાંવહાલાંઓમાં તેનો એટલો બધો દ્વેષ થવા લાગ્યો કે, તેથી નિરૂપાય બની કેશવને પોતાની પત્નીને લઈ દેવેન્દ્રનાથને ત્યાં આવીને રહેવું પડયું. દેવેન્દ્ર અને કેશવનો અરસપરસ અદ્વિતીય પ્રેમ જોઈ કેટલાક દુષ્ટબુદ્ધિ જનોના મનમાં દ્વેષ ઉત્પન્ન થયો. જેથી તેમણે કોઈ પણ ઉપાયથી બન્નેમાં વૈમનસ્ય ઉત્પન્ન કરવાનો પ્રયત્ન આરંભ્યો; અને તેમાં તેઓને યશ પણ મળ્યો. દેવેન્દ્રના સમાગમથી કેશવનો ધર્મભાવ મજબૂત થઈ તેની આત્મોન્નતિ થતી હતી, પરંતુ એટલાથીજ કેશવ તૃપ્ત થયો નહિ. તેની ધર્મવાસનાના પ્રમાણમાં તે દેશોન્નતિના કાર્યમાં પણ મથતો હતો; અને સુધારાનો હિમાયતી બની વિધવાવિવાહ, બાળવિવાહ નિષેધ, એ વગેરે વિષયો વિષે તે પ્રયત્ન કરતો; અને એમ પણ કહેતો કે આ બધી બાબતો કેવળ સુધારા તરીકે નહિ, પણ તે ઉપરાંત ધાર્મિક વિષય તરીકે થવી જોઇએ, ને તે જો થઈ શકે એમ હોય તો તે વળી બ્રાહ્મધર્મદ્વારા સહજ થવી જોઇએ. આવી બાબતોમાં દેવેન્દ્રનાથ પ્રથમ તો વચ્ચે પડયા નહિ, પરંતુ આ લાગ જોઇને કેશવના શત્રુઓએ તેનું મન દૂષિત કરવાનો પ્રયત્ન આરંભ્યો અને તેમણે દેવેન્દ્રના મનમાં પાકી રીતે એવું ઠસાવ્યું કે, બહારની સુધારણાનો આવો ક્રમ જો કેટલાક સમય સુધી આ રીતે ચાલુ રહેશે તો આપણા સમાજનું બળ ભાગી જઈ, ધર્મની અવનતિ થશે અને તેમાં પશ્ચિમની સુધારણાનું પ્રાબલ્ય વધતુંજ

જશે. આ વાત દેવેન્દ્રના મનમાં આવતા, તેઓ કેશવના સબધમા થોડો અવિશ્વાસ લાવી તેના સુધારણાના કાર્યમાં થોડાક આડા પડયા. આ બાબત વધતા વધતાં સમાજમાં બે પક્ષ પડી ગયા. તેમાંના પ્રથમ પક્ષને શીમતાઈ, મ્હોટાઈ, શોખ, સ પત્તિ, અને વૈદિકવિદ્યાઓ વગેરે રૂચતું હતું, અને બીજા પક્ષને નૂતન વિચાર, અધિમર, નવી નવી વિદ્યાઓ, ઉત્સાહ, સાધારણ લોકોની ઉન્નતિ વગેરે રૂચતું હતું દેવેન્દ્રની સામે પોતાનું ફાવતું નથી એમ જાણ્યુ ત્યારે, આ વખતે સમાજનું નામ જે આદિસમાજ તરીકે ચાલુ હતું તેમાથી કેશવ છુટા પડયો અને બીજા પક્ષ સાથે લઈ તેણે ભારતવર્ષીય બ્રહ્મસમાજ સ્થાપ્યો આ બનાવ સને ૧૮૬૬ ના નવેમ્બર માસની ૧૧ મી તારીખે બન્યો

કેશવની કીર્તિ અને તેના પ્રભાવ ભારતવર્ષીય બ્રહ્મસમાજ સ્થપાયા પછીથી વિશેષ થયો છે તેની ધર્મબુધ્ધિનો એક સારખો વિકાસ થવા લાગ્યો તેની પ્રાર્થના, તેની ઉપાસના, તેના ઉપદેશ વગેરે બધુ એટલુ તો પ્રેમથી ભરપૂર બનતું કે તે સાભળનાર શ્રોતાઓનું મ ડળ ગળગળુ થઈ જઈ આખોમાંથી આસુ સારતુ કેશવનું આવેશવાળુ ભાષણ સાભળીને તેના શત્રુઓ પણ શ્રવિત થતા પોતાના ધર્મને માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી પ્રાણાર્પણ કરવા સુધી પણ કેશવ તૈયાર થયો હતો. તેની નિશ્ચીમ ભક્તિથી અને અપૂર્વ વૈરાગ્યથી તેણે એક નવો શિષ્યસમૂહ તૈયાર કર્યો અને તેની સાથે અનેક શિષ્યો પ્રાણાર્પણ કરવાને તૈયાર થયા તેની ભક્તિએ આખરે રાષ્ટ્રીય સ્વરૂપ લીધુ કેશવે ભગવા વસ્ત્ર પહેર્યા, હાથમા એકતારો અને મજીરા લઈ પોતાના શિષ્યમ ડળને સાથે લઈ તેણે નગરકીર્તન કરી ગામમાં ફરવાનો ક્રમ ચલાવ્યો કેશવ જેવો વિદ્વાન્ અને અગ્રેજી ભણેલો પુરૂષ જ્યારે આવી રીતે ભગવાં પહેરી અસામાન્ય ઉત્સાહ અને ઉગ્રતાથી જે ધર્મના ઉપદેશ કરે છે તે ધર્મમાં કાઈ પણ

ચમત્કાર અને સત્ત રહેલું હોવું જોઇએ, એમ છેક સાધારણ વર્ગને પણ જણાવા લાગ્યું. આથી બ્રાહ્મધર્મનો પ્રસાર એક મરખો વિલક્ષણ રીતે થતોજ ગયો. આખરે ૧૮૬૮ ની સાલમાં આખું હિંદુસ્થાન ફરી, તેમાંનાં મુખ્ય મુખ્ય શહેરોમાં જઈ બ્રાહ્મધર્મનો ઉપદેશ આપવાના હેતુથી, કેશવ મુસાફરીએ નીકળ્યો. તે વખતે તેની સાથે ચુંટી કહાડેલી શિષ્યમંડળી પણ હતી. જ્યાં જ્યાં ધર્મપ્રચારને માટે કેશવ જતો ત્યાં ત્યાં તેનું કીર્તન સાંભળીને લોકોનાં અંતઃકરણ પીગળી જતાં અને તેઓ રડી પડતા. આ મુસાફરીમાં મોંગીર મુકામે તો એવો બનાવ બન્યો કે, હજારો સ્ત્રીપુરૂષો આ સંતમંડળના ભજનમાં ભળી ગયાં અને તેમનું ભક્તિમય સંગીત સાંભળીને સઘળાનાં અંતઃકરણો તદ્રૂપ બની ગયાં.

આ પ્રમાણે ધર્મનો પ્રસાર થતો હતો, તેવામાં ઈ. સ. ૧૮૭૦ માં કેશવે યૂરોપ જવાનો નિશ્ચય કર્યો. તે ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે કાલકત્તેથી નીકળ્યો અને તેજ વર્ષના અક્ટોબર માસની ૧૫ મીએ પાછો મુંબઈ આવી પહોંચ્યો. કેશવચન્દ્રનું ભાષણ અને તેના વિચારો જોઈને યૂરોપના લોકો પણ ચકિત થયા. તે તરફના મહાન્ મહાન્ ધાર્મિક પુરૂષોએ સ્પષ્ટપણે કહ્યું કે, આના જેવું વક્તૃત્વ ઘણાજ થોડા અંગ્રેજોથી બની શકશે! કેશવના આ પ્રવાસથી બ્રહ્મસમાજને અને વિશેષે કરીને હિંદુસ્થાનને અનેક લાભો થયા છે. તે તરફના લોકોને બ્રાહ્મધર્મનું જ્ઞાન થયું અને આપણા દેશના પુરૂષોમાં વિદ્વત્તા, બુદ્ધિવૈભવ, જ્ઞાનાધિકાર, ભક્તિભાવ એ કેવા ઉત્તમરૂપે રહ્યાં છે તે વિષે ઘણો નવીન પ્રકાશ તેઓ પર પડ્યો છે અને હિંદુસ્થાનના સંબંધમાં તેઓનો પૂજ્યભાવ ઉત્પન્ન થયો છે

ઇંગ્લાંડથી પાછા ફર્યા પછી પાંચ છ વર્ષ સુધી સામાજિક સુધારણાના સંબંધમાં કેશવે અથાગ પરિશ્રમ કર્યો છે. વિદ્યાનો પ્રસાર કરીને વિચારો જાગૃત કરવા માટે તેણે અનેક શાળાઓ, કૉલેજો, પુસ્તકાલયો, સભાઓ, અને મંડળીઓ સ્થાપી છે. આ બધા કામમાં લોકોએ અને સરકારે પણ સહાયતા આપી છે. આપણા દેશની સ્ત્રીઓની ઉન્નતિ કરવાના ઉદ્દેશથી તેણે "ભામા હિતૈષિણીસભા" નામની ખાસ સ્ત્રીઓનીજ સભા સ્થાપી; અને તે સભા મારફતે "ભામાબોધિની" નામનું વર્તમાનપત્ર પણ શરૂ કર્યું. સને ૧૮૭૩ ની સાલમાં બ્રાહ્મવિવાહને લગતો જે ખાસ કાયદો કરવામાં આવ્યો તે પણ તેમનાજ પરિશ્રમથી.

સને ૧૮૭૬ ની સાલમાં કલકત્તાથી થોડે છેટે એક બગીચો તૈયાર કરી તેને સાધનકાનન એવુ નામ આપી તે સ્થળે પોતાના ખાસ શિષ્યોને લઈ કેશવ આખો વખત ભજન, ભક્તિ, ધ્યાન, ઉપાસનામા ગાળવા લાગ્યો. આ સ્થાનમાં તેણે જે યોગ સાધન કર્યું તેથી તેની પ્રાર્થનાઓ અને ઉપાસનાઓ તો વિશેષ હૃદયદ્રાવક બની તે કહેવા લાગ્યો કે "પ્રભુ પ્રાર્થના તે મારૂં જીવન છે, અને મારા આત્માનું અન્ન છે." તેની વાણીમાં અલૌકિક બળ પ્રાપ્ત થયુ ને તેની પ્રાર્થનાથી, તે પ્રાર્થનાનો આરંભ કરતા કે તેમના મુખની, કાલિમ ફેરવાઈ જતી, આંખોમાં પ્રથમ ઝળઝળાયાં આવતાં અને પછી અશ્રુધારાઓ ચાલતી. કંઠ રૂંધાઈ જતો અને આખું શરીર નિ

સને ૧૮૭૮ ની સાલમાં એક જાુદોજ બનાવ બન્યો. એ સાલમાં તેણે પોતાની પુત્રીનાં લગ્ન કુચબિહારના મહારાજાની સાથે કર્યાં. આથી તેના દ્વેષિઓએ તેની કીર્તિને કલંકિત કરી અને તેને ઘણું સોસવું પડયું હતું. પરંતુ કેશવે તેની દરકાર કરી નહિ. સંસારના અનેક તાપ અને સંકટો જેમ જેમ વધારે નડતાં તેમ તેમ કેશવ તેની સામે થઇ અધિક અધિક ધ્યાન, ભજન, પૂજન, વૈરાગ્ય વગેરેમાં આગળ વધતો. કેશવના આવા પ્રયત્નથી બ્રાહ્મધર્મને અત્યંત ઉદાર અને સાર્વત્રિક સ્વરૂપ મળ્યું છે, અને એ ધર્મમાં બધા ધર્મોનું સંમેલન થતું ગયું છે. આ ધર્મસમાજનું બીજ પ્રથમ રાજા રામમોહનરાયે વાવ્યું, દેવેન્દ્રનાથે તેને પાણી પાઇ ઉછેર્યું અને કેશવે તેનું પ્રચંડ વૃક્ષ બનાવી તેના ફળ ફુલનો આસ્વાદ સમગ્ર ભારતને ચખાડયો! તેમની દીકરીના લગ્નનું પ્રકરણ એટલું બધું છે કે તે વિષયમાં ચારે બાજાુથી થયેલી હીલચાલનું વર્ણન આપવા જઈએ તો મ્હોટું પુસ્તક ભરાય પણ આખરે એ પ્રકરણ શાંત થયું, અને તુરતજ કેશવે તીવ્રતર વૈરાગ્યના સાધનને માટે પ્રારંભ કર્યો. તેનો આખો આખો દિવસ ઉપાસનામાં વ્યતીત થવા લાગ્યો. રાત્રે બે બે ત્રણ ત્રણ વાગતા સુધી ધર્મની ચર્ચા કરતો. કોઈ કોઈ વાર એકાંત સ્થળોમાં ભરાઈ બેસી ત્યાં દિવસોના દિવસો સુધી રહેતો. અનેક ઘોર, આકરાં વ્રતોનું પાલન કરતો અને આખરે સઘળા ધર્મોનું ઐક્ય કરવું એ બ્રહ્મસમાજનો જે મુખ્ય હેતુ હતો તે તેણે નવવિધાન ધર્મવડે પૂર્ણ કર્યો. સને ૧૮૮૧ ના વર્ષમાં નવવિધાન ધ્વજારોપણ નામનો એક નવીન સંસ્કાર તેણે કર્યો. તે વખતે આ નવવિધાનનો હેતુ સ્પષ્ટપણે કહી બતાવ્યો કે "સઘળાં રાષ્ટ્રો, સઘળા લોકો, સર્વ ધર્મો, સઘળા લોકાચાર, સર્વ ભક્તિમાર્ગો અને સઘળાં વૈરાગ્યનાં સાધનોનું ઐક્ય થયું છે; તે સઘળાંની એકતા બતાવનાર આ

વિજયધ્વજા છે. એ ધ્વજાના રક્ષણાર્થે હિંદુ, મુસલમાન, ખ્રીસ્ત્રી, પારસી, વગેરે તમામ ધર્મના લોકોએ પ્રયાસ કરવો જોઈએ. આજ સુધી એક બીજાની ઓછી બુદ્ધિથી પરસ્પરમા જે કંઈ કંકાસ, દ્વેષ, વગેરે થયું હશે તે સઘળું ભૂલી જઈ સર્વેએ એક અંતઃકરણથી વિશ્વમાતા-જગજ્જનનીને શરણ થવું."

આ પ્રમાણે મંડળને સ્પષ્ટતાથી સમજાવ્યા પછી સઘળા ધર્મોના આધારરૂપ જે ધાર્મિકતત્વો હતાં તેને પાયારૂપે સ્થાપી, તે પાયા ઉપર કેશવે બ્રાહ્મધર્મની ઇમારત ચણી છે, અને તેમાંજ તેણે આખું આયુષ્ય ગાળ્યું છે. આમ ચારે તરફથી અથાગ પરિશ્રમ કરતાં કરતાં મહાત્મા કેશવચન્દ્રસેન થાક્યા, શરીરે અશક્ત થયા; તેમનું શરીર જરા કદાવર હોવાથી તેમની તેજસ્વિતા, કાંતિ વગેરે તરફ જોતાં દેખાવમાં બળવાન જણાતા, પણ શરીરમાં તાકાત રહી નહોતી. આખરે ૧૮૮૨ ના આરંભમાં તેમને મધુમેહ નામનો વ્યાધિ થયો. એ વ્યાધિ વધતો ગયો. સને ૧૮૮૩ ના વર્ષમાં સમાજના વાર્ષિક ઉત્સવમાં ચાલુ પ્રમાણે કેશવનું છેલ્લું વ્યાખ્યાન થયું. તેનો વિષય "યૂરોપને એશિયા ખંડનો સંદેશ" એ હતો. તે દિવસે ૨॥ કલાક સુધી અખંડ તૈલધારાની પેઠે તે બોલ્યો. પોતાના અપ્રતિમ વાક્ચાતુર્યથી અને અલૌકિક વિચારશ્રેણિથી તે સમયે તેણે આખી સભાને દિગ્મૂઢ બનાવી દીધી ખરેજ, એ તેનું આખરનું ભાષણ હતું. આ સંદેશ તે આખરનો હતો! જે સંદેશો કહેવા માટે પોતાના પરમ મહાન્ દૈવી પિતાની આજ્ઞા લઈને તેઓ આ લોકમાં જન્મ્યા હતા તે સંદેશો આ ભૂલોક ઉપર કહ્યા પછી તેમને આ દુનિયામાં રહેવાનું શું પ્રયોજન? આ વ્યાખ્યાન જાનેવારીમાં થયા પછી તેમની તબીયત ઉત્તરોત્તર લથડવા માંડી. આખરે ડૉક્ટરની સલાહથી તેઓ સીમલે હવા ફેરબદલ કરવા માટે ગયા. એ સ્થળે

તેમને સ્ફુરણા થઇ કે, નવવિધાનના ભક્તસમૂહને માટે એકાદ એવો ગ્રંથ રચવો કે તેમાં સમાજના અને આર્યજનોના સંસાર વ્યવહાર અને પરમાર્થના વર્તનના સઘળા નિયમો સમાઇ જાય. આવા ગ્રંથની આવશ્યકતા તેમણે ઘણા સમયથી જાણી હતી, પરંતુ એ કામને માટે જે એકાંત, શાંતિ અને નિવૃત્તિ જોઇએ તે મળતી નહોતી. તે આ સ્થળે મળતાંજ તેમણે તે ગ્રંથ રચીને પૂરો કર્યો, અને તે ગ્રંથ તેજ આ નવસંહિતા.

આ પછી કેશવચંદ્રસેન ઓકટોમ્બર માસમાં કલકત્તે આવ્યા. તે વખતથી તેમની તબીયત એક સરખી લથડતીજ ચલી, અને પછી તો અતિશય અશક્ત બન્યા. બગીચામાં "કમલકુટિર" નામનું એક મંદિર બાંધ્યું. આ મંદિર પૂર્ણ થતાં ૧૮૮૪ ની જાનેવારીની ૧ લી તારીખે તેમાં પ્રવેશ કરવો એમ નક્કી થયું. તે દિવસે કેશવની તબીયત ઘણીજ બગડી ગઈ તોપણ બધો સમારંભ કરવોજ જોઇએ. એવો આગ્રહ થતાં તેમને ચાર પાંચ જણાઓએ પકડીને વેદી ઉપર બેસાડયા. એ સ્થિતિમાં એ મંદિર ઇશ્વરાર્પણ કરી આખરની પ્રાર્થના કરી. એ પ્રાર્થનામાં મહાત્મા કેશવે પોતાના હૃદયના તમામ ઉભારાઓ પ્રભુની સામે બહાર કાઢયા. આ પરિશ્રમથી રોગનું પ્રમાણ ઘોડા વેગે વધતું ચાલ્યું. શરીરમાં તીવ્ર વેદનાઓ થવા લાગી. તોપણ તે કેશવ સહન કરતો. આવી તીવ્ર દુઃખદ વેદનાઓ કેશવથી શી રીતે સહન થતી હશે તે વિષે મહાન્ મહાન્-વૈદ્ય ડૉકટરો આશ્ચર્યમાં ડુબી જતા. અસહ્ય દુઃખ ને વેદનાઓને પ્રસંગે કેશવ આંખો મીંચી જતો અને શાંત મુખથી "શિવસુંદર, શિવસુંદર" એ નામનો ઘોષ કરતો. આવી સ્થિતિ રવિવાર તારીખ ૬ સુધી રહી, પણ ત્યાર પછી જે વેદનાઓ વધતી ચાલી તે એનાથી સહન થઈ શકતી નહોતી. આમાંથી ઇશ્વર જલદી છોડાવે તો સારૂં એ માટે તે વારવાર ઇશ્વરની કરુણા માગતો.

ક્ષણે ક્ષણે ચીસો પાડી "બા" અને "મા" એ પ્રેમાળ એકાક્ષરી મન્ત્રનો ઉચ્ચાર કરી પ્રભુને હાક મારી બોલાવતો! તેના આર્તનાદથી સમાજનું બ્રહ્મમંદિર ધ્રુજી ઉઠતું! હાય! હજી તે પડઘા ચારે તરફ ફેલાતા સભળાય છે!!!

પ્રખ્યાત સ્વામી શ્રી વિવેકાનંદના ગુરૂ શ્રી રામકૃષ્ણ પરમહંસ કેશવ ઉપર ઘણી પ્રીતિ રાખતા. તેનો ભક્તિભાવ, ધ્યાન, તન્મયતા વગેરે જોઇ તેઓ ઘણાજ પ્રેમથી વારંવાર તેને મળવા આવતા. આવી ભયંકર માંદગીમાં તેઓ એકવાર મળવા આવ્યા, તે વખતે કેશવ નિદ્રાવશ થયો હતો. ઘણો વખત વીતી જવાથી પરમહંસ જરા વ્યાકુળ થયા; ને તુરત તેમનું મન પણ સમાધિમાં ડુબી ગયું, અને મ્હોએ બડબડવા લાગ્યા કે "હે બાપુ, હું ઘણે દૂરથી તમોને જોવા આવ્યો છુ. એક વખત મુલાકાત આપો." એટલામાં કેશવચંદ્રસેન જાગ્યો. તેણે પરમહંસને પ્રણામ કર્યા અને અનેક પ્રકારના વિષયોનો પ્રસંગ નીકળ્યો. પરમહંસે કહ્યું કે, "ઉત્તમ ફળની અપેક્ષાથી માળી જેમ છોડની આસપાસની જમીન નરમ બનાવે છે તેમ મા તમને પણ એવાજ બનાવે છે. એ તમારો રોગ નથી. તમે માતાજીના ઉમદા ગુલાબ છો.. માતાજીને ખરી રીતે મેળવવા જતાં શરીરમાં અનેક જાતની વિપત્તિઓ આવી પડે છે, ને તે શરીરને એક બે વાર હચમચાવી નાખે છે તમને જ્યારે પ્રથમ વેળાએ મંદવાડ થયો હતો ત્યારે મને મોટી ચિંતા થઈ હતી. અને મેં સિદ્ધેશ્વરીને નાળિએર સાકરની માનતા માની હતી. કાલે રાત્રેજ પ્રાણ કેવો ગભરાતો હતો! મેં માને પુછ્યું કે, મા જો કેશવ ન રહેતો શું હું તેની જોડે વાતચીત કરી શકીશ!" આટલું બોલી પરમહંસ જતા રહ્યા. કેશવ થાકીને પથારીમાં પડયો. તે દિવસે તેની અદ્‌ભૂત સમાધિ થઈ. પરમહંસ પ્રત્યે તેનું હૃદય,

અને ગાઢો વાર્તાલાપ કરી યોગાનંદનો લાભ તે બન્ને મહાત્માઓએ કેવી રીતે લીધો તે જેમણે પ્રત્યક્ષ જોયું હશે તેમનેજ અમર રાજ્યની એક આશ્ચર્યમય દશાની કલ્પના આવી શકશે ! આ પ્રસંગે કેશવનું હસવું વગેરે જોઇ તેના સગાંવહાલાંનાં મનમાં તો ભયજ પેસી ગયો હતો !

મહાત્મા પરમહંસે જે શબ્દો ઉચ્ચાર્યા તેમાં ભવિષ્યના બનાવનો સમગ્ર વ્યંગાર્થ સમાયલો હતો. મંદવાડ વધ્યો. આખર સ્થિતિએ આવી પહોંચ્યો. વેદનાઓ વધી. આખા શરીરની નસેનસને હચમચાવી નાખી અને તીક્ષ્ણ ભાલા ભોંકાતા હોય તેવી અસહ્ય વેદના વધતી ચાલી. તેવામાં તેને કોઇએ કહ્યું કે "તમારા ઘરનાં બધાં માણસો શોકથી અતિશય વ્યાકુળ બન્યાં છે માટે તેમની સાથે કંઇક બે શબ્દો બોલો કે જેથી કરીને તેમને ધીરજ આવે." આનો કેશવે ઉત્તર આપ્યો કે, "હવે હું તેમની સાથે વધુ શું બોલું ? અને બોલું તો હવે પરમધામ સિવાય બીજું શું મ્હારે બોલવા જેવું છે ? પણ તે વિષે બોલીશ તો તેઓ વળી વધારે શોક નિમગ્ન બની જશે !" કેશવની વૃદ્ધ માતા પોતાના પુત્રને ઓશીકે રાતદિવસ બેસી રહેતી. પુત્રનું અસહ્ય દુઃખ અને વેદનાઓ નિહાળી બિચારી ગુપ્તપણે આંસુઓ ઢાળતી. કહ્યું છે કે "માતા સમાન બીજું દૈવત નથી." તે કંઇ ખોટું નથી. અતિશય તીવ્ર વેદનાઓથી વ્યાકુળ બની કેશવે પોતાનું મસ્તક માતાના ખોળામાં મૂક્યું, અને તેના મુખ સામે નિહાળી બોલ્યો કે, "માજી, આ વેદનાઓ કેમ શમતી નથી ?" પુત્રવત્સલ પરમ સાધ્વી માતાનું-હૃદય આ વાક્યથી ચીરાઇ ગયું અને બોલી "બેટા, કેશવ, શું કરું ! મ્હારા જેવી પાપિણીનાં પાતકોના બદલામાં આ દુઃખ તને થાય છે ! ! નહિ તો તારા જેવા સત્પુત્રને પ્રભુ આવી યાતનાઓ આપે ખરો ?"

આ સાંભળી કેશવે કહ્યું, "ના, ના, મારી વ્હાલી માતા! એવું ના બોલીશ! ત્હારા જેવી સુમાતા મને આ દુનિયામાં ક્યાંથી મળી શકશે? મ્હાત્મા જે કઇ સદ્ગુણો છે તે સઘળા ત્હારાથીજ મળેલા છે! મ્હારી મહાન્ પ્રેમી વિશ્વજનની જગદંબા માતા આ સઘળી વેદનાઓ મ્હારા ભલાને માટે મોકલે છે! અને એજ મને એક પડખેથી બીજે પડખે ફેરવી ફેરવીને રમાડે છે!" અહો! કેશવ! ધન્ય છે ત્હારા આવા અવિચળ ભાવને! ભાઇએ તેમને કહ્યું કે 'તમારા પતાને માટે જે કંઈ વ્યવસ્થા કરવી હોય તે કરો, તેનો પણ કેશવે એજ ઉત્તર આપ્યો કે "અરે! હું તે તેની વ્યવસ્થા કરનાર કોણ માત્ર? મહાન્ વિશ્વકુટુંબી પરમદયાળુ પરમાત્માજ તેની વ્યવસ્થા કરવાને સમર્થ છે!"

આમ અસહ્ય તીવ્ર પીડાઓમાં સામવાર તારીખ ૭ મી પસાર થઈ ગઈ વચમાં વચમાં કેશવ સ્તબ્ધ પડી રહેતો, ને પ્રાર્થના કરતો તેમના પ્રિય શિષ્ય ત્રૈલોક્યનાથ તેમની પાસે ભક્તિમય સંગીત કરી તેમને શાન્તિ મળે તેમ કરતા. આમ કરતાં કરતા સોમવારની બે પહાર રાત્રિ પસાર થઇ અંતસમય હવે પાસે આવ્યો છે એમ સોમવારથીજ જણાઇ આવ્યું હતું, તેમ પૂર્વ રાત્રિ પસાર થયા પછી તો મર્વેથી કળાઈ ગયું કે હવે ભાઇને પણ આશા નથી પછી શું પૂછવું? ગજમેહેલની માફક એ ભવ્યગૃહ શોક અને દુઃખના વિકરાળ આક્રોશથી ગાજી ઉઠયું! આખું ઘર અને બહારનો બગીચો હજારો માણસોથી છવાઈ ગયો હતો તમામ મનુષ્યોના નેત્રોમાંથી ખળ ખળ આંસુની ધારાઓ વહેતી હતી કાળી અંધારી રાત જતી રહી. સ્હવારનો નાતકાળ ચ ો સુકોમળ પ્રકાશ કેશવની ઓરડીમાં પડયો કેશવચંદ્ર પથારીમાં સ્તબ્ધ થઈ પડયા હતા તેમણે એકવાર આંખો ... સગાવહાલા, મિત્રો અને તમામ શિષ્ય તથા બંધુ

કોણ વગેરેને એકવાર સારી રીતે નિહાળીને તેમણે નેત્રો બંધ કર્યાં કે તુરતજ સઘળાંઓ ઈશ્વર સ્તોત્ર બોલવા લાગ્યાં! કેશવચંદ્ર હજી સુધી શ્વાસ લેતા હતા. સૂર્યનારાયણ પોતાના બાળકને ભેટવા માટે અને તેનું મુખ જોવા માટે ઉપર ચઢતો હતો! બરાબર નવ વાગ્યા એટલે તેમના મુખ ઉપર દિવ્ય તેજ ચમકવા લાગ્યું! આખરે શ્વાસ બંધ પડયો અને જાનેવારી તા૦ ૮ મંગળવારને દિવસે સ્હવારે ૯ કલાક ને ૫૩ મિનિટે **મહાત્મા બ્રહ્માનંદ કેશવચંદ્રસેન** તુરતજ સ્વર્ગમાં પોતાના વિશ્વપિતાના અમર ધામમાં સિધાવ્યા! આ મૃત્યુલોકમાંના તેમના મંડળે તે સમયે જે કંઇ શોક અને આક્રંદ કર્યું છે તે લખવાને કોઈ પણ કવિ સમર્થ નથી!

મહાત્મા કેશવનું મુખ હમેશાં ઘણું શાંત અને સુહાસ્ય રહેતું તેવુંજ આ વખતે પણ હતું. તેમના મુખ ઉપર વિલક્ષણ પ્રકારનું તેજ ઝળહળવા લાગ્યું! તેમના ચેહેરા ઉપર આનંદની છાયા છવાઈ રહી! જીવંત સ્થિતિમાં કેશવ ધ્યાનસ્થ થતા ત્યારે જેવી રીતે તેમનું મુખારવિંદ જણાતું તેવુંજ આ વખતે દેખાતું હતું! શું આ આનંદ આ લોકનો હતો? ના, નહિજ. પરલોકમાં જવાથી અથવા પરલોકના દ્વારમાં ઉભા રહી, શાંત સુખ અને અમર વૈભવ પ્રત્યક્ષ કર્યાથી છેલ્લી ઘડીએ જે શાશ્વત આનંદ થયો તેનુંજ પ્રતિબિંબ આ સમયે મુખ ઉપર પડયું હતું! અવશ્ય એ આનંદ તો શાશ્વત બ્રહ્માનંદનોજ હતો!

## બ્રાહ્મસમાજના સિદ્ધાંતો.

આ રીતે આ ગ્રંથના મૂળ લેખક કેશવચન્દ્રસેનના જીવનનો સંક્ષિપ્ત સાર આપ્યા પછી બ્રાહ્મસમાજના સિદ્ધાંતો ઉપર થોડીક દૃષ્ટિ નાખીશું. એ સમાજના જે મુખ્ય આઠ સિદ્ધાંતો છે તે આ

આ સાંભળી કેશવે કહ્યું, "ના, ના, મારી વ્હાલી માતા! એવું ના બોલીશ! ત્હારા જેવી સુમાતા મને આ દુનિયામાં ક્યાંથી મળી શકશે? મ્હારામાં જે કંઇ સદ્દગુણો છે તે સઘળા ત્હારાથીજ મળેલા છે! મ્હારી મહાન્ પ્રેમી વિશ્વજનની જગદંબા માતા આ સઘળી વેદનાઓ મ્હારા ભલાને માટે મોકલે છે! અને એજ મને એક પડખેથી બીજે પડખે ફેરવી ફેરવીને રમાડે છે!" અહો! કેશવ! ધન્ય છે ત્હારા આવા અવિચળ ભાવને! કોઇએ તેમને કહ્યું કે "તમારા પત્નીને માટે જે કંઈ વ્યવસ્થા કરવી હોય તે કરો; તેનો પણ કેશવે એજ ઉત્તર આપ્યો કે "અરે! હું તે તેની વ્યવસ્થા કરનાર કોણ માત્ર? મહાન્ વિશ્વકુટુંબી પરમદયાળુ પરમાત્માજ તેની વ્યવસ્થા કરવાને સમર્થ છે!"

આમ અસહ્ય તીવ્ર પીડાઓમાં સાગનાર તારીખ ૭ મી પસાર થઈ ગઈ. વચમાં વચમાં કેશવ સ્તબ્ધ પડી રહેતો, ને પ્રાર્થના કરતો. તેમના પ્રિય શિષ્ય ત્રૈલોક્યનાથ તેમની પાસે ભક્તિમય સંગીત કરી તેમને શાન્તિ મળે તેમ કરતા. આમ કરતાં કરતાં સોમવારની બે પહોર રાત્રિ પસાર થઇ. અંતસમય હવે પાસે આવ્યો છે એમ સોમવારથીજ જણાઇ આવ્યું હતું; તેમ પૂર્વ રાત્રિ પસાર થયા પછી તો સર્વેથી કળાઈ ગયું કે હવે કોઇને પણ આશા નથી. પછી શું પૂછવું? રાજગૃહેની માફક એ ભવ્યગૃહ શોક અને દુ:ખના વિકરાળ આકારથી ગાજી ઉઠયું! આખું ઘર અને બહારનો બગીચો હજારો માણસોથી છવાઈ ગયો હતો તમામ મનુષ્યોના નેત્રોમાંથી ખળખળ આંસુની ધારાઓ વહેતી હતી. કાળી અંધારી રાત જતી રહી. રવિવારનો પ્રાતઃકાળ થયો સુશોભિત પ્રકાશ કેશવની ઓરડીમાં પડયો. કેશવચન્દ્ર પથારીમાં સ્તબ્ધ થઈ પડયા હતા. તેમણે એકવાર આંખો ઉઘાડી પોતાના સગાંવહાલાં, મિત્રો અને તમામ શિષ્ય તથા બહુ

મંડળ વગેરેને એકવાર સારી રીતે નિહાળીને તેમણે નેત્રો બંધ કર્યાં કે તુરતજ સઘળાંઓ ઇશ્વિર સ્તોત્ર બોલવા લાગ્યાં! કેશવચંદ્ર હજી સુધી શ્વાસ લેતા હતા. સૂર્યનારાયણ પોતાના ભક્તને ભેટવા માટે અને તેનું મુખ જોવા માટે ઉપર ચઢતો હતો! બરાબર નવ વાગ્યા એટલે તેમના મુખ ઉપર દિવ્ય તેજ ચમકવા લાગ્યું! આખરે શ્વાસ બંધ પડયો અને જાનેવારી તા૦ ૮ મંગળવારને દિવસે સ્હવારે ૯ કલાક ને ૫૩ મિનિટે મહાત્મા બ્રહ્માનંદ કેશવચંદ્રસેન તુરતજ સ્વર્ગમાં પોતાના વિશ્વપિતાના અમર ધામમાં સિધાવ્યા! આ મૃત્યુ-લોકમાંના તેમના મંડળે તે સમયે જે કઇ શોક અને આક્રંદ કર્યું છે તે લખવાને કોઈ પણ કવિ સમર્થ નથી!

મહાત્મા કેશવનું મુખ હમેશાં ઘણું શાંત અને સુહાસ્ય રહેતું તેવુંજ આ વખતે પણ હતું. તેમના મુખ ઉપર વિલક્ષણ પ્રકારનું તેજ ઝળહળવા લાગ્યું! તેમના ચેહેરા ઉપર આનંદની છાયા છવાઈ રહી! જીવંત સ્થિતિમાં કેશવ ધ્યાનસ્થ થતા ત્યારે જેવી રીતે તેમનું મુખારવિંદ જણાતું તેવુંજ આ વખતે દેખાતું હતું! શું આ આનંદ આ લોકનો હતો? ના, નહિજ. પરલોકમાં જવાથી અથવા પરલોકના દ્વારમાં ઉભા રહી, સાચું સુખ અને અમર વૈભવ પ્રત્યક્ષ કર્યાથી છેલ્લી ઘડીએ જે શાશ્વત્ આનંદ થયો તેનુંજ પ્રતિબિંબ આ સમયે મુખ ઉપર પડયું હતું! અવશ્ય એ આનંદ તો શાશ્વત્ બ્રહ્માનંદનોજ હતો!

---

## બ્રહ્મસમાજના સિદ્ધાંતો.

આ રીતે આ ગ્રંથના મૂળ લેખક કેશવચન્દ્રસેનના જીવનનો સંક્ષિપ્ત સાર આપ્યા પછી બ્રહ્મોસમાજના સિદ્ધાંતો ઉપર થોડીક દ્રષ્ટિ નાખીએ. એ સમાજના જે મુખ્ય આઠ સિદ્ધાંતો છે તે આ

ગ્રંથની છેવટે આપ્યા છે, અને તે સર્વે મનન કરવા યોગ્ય છે. હાલના વખતમાં પ્રાર્થના સમાજ, આર્ય સમાજ વગેરે અનેક "સમાજો" સ્થપાએલી આપણે જોઇએ છીએ. તે સર્વમાં બ્રહ્મોસમાજ પ્રથમ સ્થપાએલ છે. સમાજોનો ઉદ્ભવ કેવી રીતે થયો એ વિષે બ્રહ્મનિષ્ઠ સદ્ગત મણિલાલ નભુભાઇએ પોતાના સિદ્ધાન્તસારના ૧૦ મા પ્રકરણમાં પાશ્ચાત્ય તત્ત્વદૃષ્ટિ–સુધારો–સમાજ એ વિષયમાં સારી રીતે વિચાર કરેલો છે. પાશ્ચાત્ય લોકો આપણા દેશમાં આવતાં, તેમની વિદ્યા, કળા, શોધના પરિચયથી જે નવીન પવન ફુંકાયો અને કેવળ પાશ્ચાત્ય દેશનું એકદેશીય શિક્ષણ મળ્યું તેને પરિણામે આપણી પ્રાચીન વિદ્યા, કળા, ધર્મ વગેરે ઉપર સંસ્કરણ થતાં સુધારણા અને સમાજોની પ્રવૃત્તિ થઈ આવી છે. સ્વર્ગસ્થ મણિલાલે પોતાના એ પ્રકરણમાં આ સમાજ વિષેનો સાર આ પ્રમાણે આપ્યો છે "જડવાદાનુપ્રેરિત સંસાર સુધારો સ્વીકારી, જડવાદનું ફળ જે નાસ્તિકતા તે ન સ્વીકારતાં કોઈ પણ પ્રકારે ધર્મપરાયણતા રાખવી, એમાંથી સમાજોનો ઉદ્ભવ થયો. બંગાલામાં મહા વિદ્વાન, સ્વદેશભક્ત, રાજા રામમોહનરાય થઈ ગયા તેમણે એમ નિશ્ચય કર્યો હતો અને તે વાસ્તવિક હતો; કે ધર્મોન્નતિ થયા વિના, નીતિ, રાજ્ય ઇત્યાદિ કોઈ પણ વિષયમાં ઉન્નતિ થનાર નથી, અને એટલા માટે સર્વથી સહજમાં સિદ્ધ થઈ શકે એવો સરલ માર્ગ યોજવો. પ્રાચીન વેદોપનિષદાદિના બ્રાહ્મધર્મનેજ તેમણે સ્વીકાર્યો, અને બ્રહ્મો અથવા બ્રહ્મસમાજ આ શતકના (ગયા શતકના) આરંભે સ્થાપ્યો, પણ થોડાજ સમયમાં વેદાન્ત વિચારથી અળગા થઈ જઈ તેમના અનુયાયી અન્ય પ્રકારે બ્રહ્મને સમજવા લાગ્યા. નિરાકાર, નિર્વિકાર, સર્વમય, બ્રહ્મરૂપ, પરમેશ્વર તો ખરો, તેનાં મૂર્ત્યાદિ કાંઇજ માનવાં નહિ, પણ જીવ સર્વદા તેનાથી ભિન્નજ; તે જીવે ઈશ્વરની સ્તુતિ ભક્તિ કરી, શુદ્ધ પ્રેમપૂર્વક

આચરાં, મનુષ્ય,પ્રાણી, પશુ, કે બહુના તૃણમાત્ર પર્યંતમાં પણ, ઈશ્વરભાવ-આત્મભાવ-સમજવો એ પરમધર્મ; અને એ રીતે બ્રહ્મપ્રસાદરૂપ બ્રહ્મમયતા તે મોક્ષ. આવો બ્રાહ્મધર્મ ખરેખર પરમપ્રેમરૂપ ધર્મ છે, અને યથાર્થ સમજાય તો તે દેશોન્નતિ, આત્મોન્નતિ અને મોક્ષનું નિદાન છે. એ ધર્મના સિદ્ધાંત ઉપર દષ્ટિ કરતાં જે સર્વમયતા તેમાં પૃષ્ટિ છે તેને અનુસરી જ્ઞાતિબંધનાદિ પણ તે ધર્મમાં માન્યાં નથી; લગ્નાદિ વ્યવસ્થાના પણ આર્યશાસ્ત્રથી પરંપરાગત રિવાજ કરતાં નવીન રિવાજો તેમણે બાંધ્યા છે; સુધારાને, સર્વાંશે, એ ધર્મે એગો સ્વીકાર્યો છે. આ મૂળ બ્રહ્મોસમાજ તે આદિ બ્રહ્મોસમાજ કહેવાય છે. એમાંથીજ ભારતવર્ષીય બ્રહ્મસમાજ, સાધારણ બ્રહ્મસમાજ ઇત્યાદિ વિભાગ મતમતાંતરને લીધે પડી ગયા છે, ને છેક વર્તમાન સમયમાં (૧૮૮૧) પ્રખ્યાત પ્રતાપી મહાત્મા બાબુ કેશવચન્દ્રસેનનું કેવળ નિરાળુંજ નવવિધાન પણ ઉત્પન્ન થયું છે."

આ પ્રમાણે બ્રહ્મોસમાજનું સ્વલ્પમાં સ્વરૂપ છે. આ સમાજની સર્વમાન્યતા એક કાળે એટલી બધી ગણાતી હતી કે, વિદેશીય તેમજ આ દેશના પંડિતોના મનમાં એક વાર એવીજ પ્રતીતિ થઈ આવી હતી કે, જતે દિવસે બ્રહ્મોસમાજજ બધા હિંદુસ્થાનનો કે બધી દુનિયાનો એક ધર્મ થશે; પરંતુ એક વાર જેવી તેની અસાધારણ ઉન્નતિ થઈ હતી તેવીજ તેની લુપ્તતા પણ આજે તેટલાજ પ્રમાણમાં જોવામાં આવે છે. આ સમાજ જે તત્ત્વો ઉપર આધષ્ટિત છે તેમાંનું પહેલું તત્ત્વ એ કે, "ઈશ્વર એક છે. તે અનાદિ, અનંત, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, નિરવયવ, જ્ઞાનસ્વરૂપ, પરમ પવિત્ર, કલ્યાણનિધાન, આનંદમય અને પતિતપાવન છે." આ તત્ત્વ કેટલે અંશે સ્વીકારવું એ સર્વાંશે શાસ્ત્રીય, અને તત્ત્વજ્ઞાનનો પ્રશ્ન છે. કારણ કે "નિરાકાર, નિરવયવ એવું સર્વવ્યાપિ તત્ત્વ" સ્વીકાર્યા પછી તેમાં કર્તૃત્વાદિ

આરોપી, તેને ભક્તિભાજન ગણી, પ્રાર્થના સાંભળનાર તરીકે સ્વીકારવું એ કેટલે અંશે યોગ્ય છે એને માટે આ સ્થળે વિસ્તારથી સમજાવવા જતાં આખો બ્રહ્મવાદ આપવો પડે અને તેનો એક મ્હોટો ગ્રંથ થઇ જાય. તોપણ ટુંકમાં કહેવા જેવું એટલુંજ છે કે, "સર્વવ્યાપિ, નિરવયવ, એવું કોઇ પરમ તત્ત્વ સ્વીકારી, તેને કોઈ આવિર્ભાવ (ઇશ્વર) સાથેજ એકરૂપતા આપી, અમુક ધર્મયુક્ત માની કર્તૃત્વાદિ આરોપી ભક્તિભાજન ગણી, પ્રાર્થના સાંભળી શકે તેવું ગણવું" એ અનુભવથી, યુક્તિથી અને સર્વથી ઉલટું છે. જો કદાચિત્ કોઇ એમ કહે કે, ઈશ્વર એક છે, તે જ્યાં જુઓ ત્યાં છેજે છેજ, તેને ગમે તેવો માનવામાં કે ભજવામા આવે તેમાં શી હરકત છે? ઇશ્વર બધે એકજ છે એ ખરૂં છે; પણ તેને જો સર્વવ્યાપક નિરવયવ, અખંડ એવા તત્ત્વ તરીકે એક વાર ગણવામાં આવે તો પછી તેને અમુક આવિર્ભાવ (કર્તૃધર્મયુક્ત, ઇશ્વિરાદિ) રૂપે અમુક ધર્મયુક્ત વગેરે માની અનેક માનુષભાવો તે પરમ અચિંત્ય તત્ત્વમાં કલ્પવાથી અનેક દોષો ઉભા થાય છે; અને તેમ માનવાથી ધર્મનું સ્વરૂપ પણ બદલાઇ જાય છે. નિરાકાર, સર્વમય એવું બ્રહ્મ કે ઇશ્વર તત્ત્વ સ્વીકાર્યા પછી જીવને તેનાથી ભિન્ન માનવામાં શું પ્રમાણ છે? અને જે નિરાકાર છે તેને કર્તૃત્વ પણ કેમ આરોપાય? વા તે ભક્તિભાજન કેમ થઇ શકે? પ્રેમલક્ષણારૂપ ભક્તિ કે અપરોક્ષ કેવલ્યરૂપ જ્ઞાન એ ઉભય એકજ છે, ને તેમાંના એક સાધનથી બ્રહ્મજ્ઞાન સંભવે, પણ માત્ર પ્રાર્થના ભણવાથી બ્રહ્મજ્ઞાનનો અવકાશ શી રીતે આવે?" * વગેરે અનેક શંકાઓ સદ્ગત મણિલાલ જણાવે છે તેમ ઉપસ્થિત થઈ આવે છે, ને તેનું યોગ્ય નિરાકરણ થઈ શકતું નથી. પ્રકૃતિની દરેક રીતે અનુકૂલ પરિસ્થિતિથી અંતઃકરણમાં સુખની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે ને પ્રતિકૂલ પરિસ્થિતિથી કષ્ટ-દુઃખની

* સિદ્ધાન્તસાર. પૃ ૩૯૨

જીવાત્મા ઉત્પન્ન થાય છે. એ ઉપરથી માનવો સુખ દુઃખની કલ્પના કરી લે છે. જેમ સુખ દુઃખનું છે તેમ પાપ અને પુણ્યનું છે. વ્યક્તિ અને સમષ્ટિને સુખની પ્રાપ્તિ જેથી કરીને થઈ શકે એવા ઉન્નતિરૂપ માર્ગો અને તદનુકૂલ કર્મો જાણેઅજાણે કરવાં કરાવવાં તે પુણ્ય કર્મો, અને જેથી કરીને વ્યક્તિ સમષ્ટિની ઉન્નતિના વિઘ્નરૂપ કે પ્રતિકૂલ પરિસ્થિતિ ઊભી થાય એવાં કર્મો જાણે અજાણે કરવાં, કરાવવાં તે પાપકર્મો. અર્થાત્ સુખદુઃખ, પાપપુણ્ય એ બધાં દ્વંદ્વો મનુષ્યોએ પોતપોતાની કલ્પનાવડે ઉભાં કરેલાં છે, અને મનુષ્ય પોતાને હાથે જે કંઈ ( પુરૂષાર્થ ) કરે છે, પોતે પોતાનું કર્મ ( પ્રારબ્ધ ) ઉભું કરે છે, અને તેના ફળરૂપે સુખ કે દુઃખ ભોગવે છે. એટલે કે, આ રીતે જોતાં કર્મોનો જવાબદાર મનુષ્ય પોતે છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની છે. તો પછી ઈશ્વર " પતિત પાવન છે, " " ન્યાયી છે, " " અધમનો ઉદ્ધારક છે " વગેરે કહેવા જતાં, તેમજ તમારા અમારા પાપપુણ્યમાં હાથ નાખી ન્યાય તોળવા બેસે એવો ગણતાં, જીવને અંતસુધી નિ:સત્વ તથા બીજાના કે આખરે સાક્ષાત્ ઈશ્વરના આશ્રયવાળો બનાવવા જેવું થાય છે. આ વિષયમાં વેદાંત તત્વજ્ઞાન જીવને સ્વાશ્રયવાળો અને નિર્ભય બનાવે છે. પોતાના ઉપર આધાર રાખી, પોતાની સત્ય યોગ્યતા સમજી આંતરબાહ્ય પ્રકૃતિની ઉન્નત પરિસ્થિતિ પોતાને હાથે બનાવી લઈ સ્વપુરૂષાર્થથી મોક્ષ સુધી પણ પહોંચવાનો દરેક જીવાત્માને વેદાંત જે અવકાશ આપે છે તે ઘણોજ સ્વાનુભવગમ્ય, પુરૂષાર્થ પરાયણ અને સ્વાતંત્ર્યપોષક છે. પાપક્ષાપક, અધમોદ્ધારક, દયાનિધિ એવો ઈશ્વર માનવાથી, અને દીનવદને તેની સામું જોઈ રહ્યાથી કે તેની ભક્તિ કરવાથી જીવને સાયુજ્ય મળી શકે છે, કે તેનાં પાપો ધોવાય છે, એ વિચાર જીવને પાંગળો, પરાશ્રયી, ક્ષુદ્ર, નિઃસત્વ, અસમર્થ અને પ્રારબ્ધવાદી બનાવે છે. છતાં ભક્તિમાન્ જીવોને એવો ઈશ્વર ગમતો હોય તો તેને માટે

વેદાંત માયાવિશિષ્ટ ચેતન કે શબલ બ્રહ્મ બતાવે છે, તે ઘણોજ યુક્તિ યુક્ત, સ્વાનુભવબોધક અને હૃદયગમ્ય છે. આ સિદ્ધાન્તને અન્ય અનેક રીતે તપાસતાં ટુંકમાં એ વિષે એટલુંજ જણાવવું ઘટશે કે, જગત્, પ્રકૃતિનું કે માયાનું પરમ અધિષ્ઠાન જે કાંઈ માનવામાં આવે, તેના સ્વરૂપમાં કોઈ પ્રકારે હાનિ પહોંચી શકે નહિ એવા પ્રકારની તત્ત્વવ્યવસ્થા માનવી, અને પ્રકૃતિ, જીવ, ઈશ્વર, મોક્ષાદિ, સુષ્ટિસર્ગાદિની ઘટના બંધ બેસતી કરવી એ જે તત્વજ્ઞાનનું સત્ય દૃષ્ટિબિંદુ છે, તે સર્વાનું જોઇએ. માયાવાદની અનેક પ્રક્રિયાઓમાં ગમે તેવી વ્યવસ્થા અર્વાચીન શોધાનુસાર માનો તેમાં વેદાંતને સ્થૂળ રીતે કોઇ પણ પ્રકારની હરકત નથી; પરંતુ સર્વ વિશ્વના પરમ આધિષ્ઠાનના વાસ્તવ સ્વરૂપમાં હાની પહોંચી શકે એવી કોઇ પણ પ્રકારની વ્યવસ્થા વેદાંતને અથવા કહો કે જ્ઞાનના પરમ અંત-ફળને ઇષ્ટ નથી. જેથી આ સમાજનો સિદ્ધાન્ત આ પ્રમાણે સુધારી શકાય કે "—જગતનું પરમ અધિષ્ઠાન શુદ્ધ, બુદ્ધ, મુક્ત, જ્ઞાનસ્વરૂપ, સચ્ચિદાનંદ સ્વરૂપ એવું નિરપેક્ષ વ્યાપક બ્રહ્મ છે, અને તેના વિવર્તનરૂપે માયા પ્રકૃતિ-જગત્ એ વગેરે છે. ઇશ્વર એ માયાવિશિષ્ટ ચેતન છે, કે જે શબલ બ્રહ્મ કહેવાય છે. એજ પરમેશ્વર જીવોનો માર્ગદર્શક, કર્મોનો નિયામક, જગતનો ઉત્પન્ન કરનાર વગેરે છે. અને તે મહાન્, પરમ ન્યાયી, અનંત ભગવાન્ છે."

હવે આપણે અન્ય નિયમો પ્રતિ લક્ષ્ય આપીએ. તેમાં બીજો નિયમ એ છે કે, મનુષ્યને આત્મા છે, તે અમર, અવિનાશી અને ઉન્નત સ્વરૂપ છે, પરમેશ્વરની સાથે તેનો સાક્ષાત્ અને નિત્ય સબંધ છે." આ ઉપરથી જિજ્ઞાસુને એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે, મનુષ્યને આત્મા છે તો શું બીજા પ્રાણીને નથી? જેથી આ ખુલાસો આ નિયમથી સ્પષ્ટ થતો નથી. "મનુષ્યનો પ્રભુની સાથે સાક્ષાત

અને નિત્ય સંબંધ છે.” એ સત્ય અનુભવ પૂર્ણ છે, અને તેનો સાક્ષાત્કાર દરેક ઈશ્વરપ્રેમી જીવને દરેક પળે પળે, દરેક શ્વાસ પ્રશ્વાસે થાય છેજ. સર્વે જનો આ એકજ સત્ય ઉપર ધ્યાન આપી પોતાના અંતરમાં પ્રભુને જોઇ શકે તો આ પૃથ્વી જેવું નંદનવન બીજું કયું હોઇ શકે ? ત્રીજા નિયમમાં ઉપાસના કોને કહેવી તે વિષે જણાવેલુ છે; અને સર્વે માનવ જાતિને માટે પ્રભુ મેળવવાનો એજ રાજમાર્ગ છે. માત્ર ભક્તિ માર્ગજ આ સમાજનો પાયો છે. એ પાછળ જણાવેલુંજ છે. ચોથો નિયમ ઘણોજ સરસ છે. તે એ કે પ્રભુ સાવયવ રૂપે પૃથ્વી ઉપર અવતાર લેતો નથી, તેમ સર્વથા સત્ય અને સર્વ શતે પ્રમાણરૂપ એવું કોઈપણ ધાર્મિક પુસ્તક તેણે મનુષ્યોને આપેલું નથી. આ સિદ્ધાંત એટલો બધો સ્વતઃ સિદ્ધ છે કે તે વિષે સુશિક્ષિત અને વિચારવંત જનોને માટે વિશેષ વ્યાખ્યાનની આવશ્યકતા રહેતી નથી. છતાં જગતમાં પ્રભુના સત્ય સ્વરૂપને નહિ સમજવા વાળા એવા કરોડો જનો છે કે જેઓ આ સત્યને સમજી શકતા નથી, ને વેદ, કુરાન, બાયબલ વગેરેને ઇશ્વરકૃત તથા અપૌરૂષેય ઠેરવી, તેની સિદ્ધિ માટે જે જે કંઇ વાદવિવાદ, ઉહાપોહ કે ખંડન મંડન કરે છે તેમાં તેમની સંપૂર્ણ મૂર્ખતાનું પ્રદર્શન થતું રહે છે. પાંચમો નિયમ અપૂર્વ છે. “ મનુષ્યના અંતરમાં પ્રભુએ પોતાના પવિત્ર ધાર્મિક બીજની સ્થાપના કરી મૂકી છે. તે દ્વારા માણસ માત્રને સત્યધર્મનું જ્ઞાન થાય છે.” એનેજ મદ્વિવેક શક્તિ, મનોદેવતા, આંતર ન્યાયાધીશ વગેરે નામો આપવામાં આવેલાં છે. જગતમાં જેટલા ધર્મો છે તે બધા પ્રભુના પરમધામનાં એકજ દ્વારમાંથી અવતરેલા છે. એ શક્તિ પાપી, ચોર, દુષ્ટ, વગેરે આસુરી સંપત્તિવાન્ દરેક માણસને પોતપોતાનાં આસુરી કૃત્યો કરતી વખતે સમજાવે છે, “ કે તું આ કામ કરીશ નહિ, એમાં તારૂં તથા

માણસ જાતનું શ્રેય નથી વગેરે" પણ તે જાગતી જ્યોત–આત્મદેવના કહેવા ઉપર પાણી ફેરવી પાપીઓ પાપ માર્ગે જાય છે, ને પાપ કર્મોજ કરે છે. ધર્મનું પરમ ફલ તો આ રીતે એજ સમજી શકાય છે કે આપણો ન્યાયાધીશરૂપ મનોદેવ કે આત્મદેવ દરેક અવસ્થામાં જવલંત રહી દરેક કાર્યોમાં સતત જે જે કહેતો રહે છે તે પ્રમાણે કર્મો કરી સ્વ અને પરનું નિઃશ્રેયસ કરવું, અને તે રીતે જોતાં દરેક ધર્મો તે જાતિને માટે સાર્થ છે. કેમકે સઘળા ધર્મો તમામ પ્રાણિમાત્રનું આ પ્રકારે હિત સાધવા માટેજ ઉપસ્થિત થયા છે. છતાં ધર્મને નામે જે છલ, નિટબણા, રક્તપાત આજ સુધી થતા આવ્યા છે, તે એ આત્મદેવ ઉપર અજ્ઞાનની આંધી ફરી વળવાથી અને તેના સ્વરૂપનું દર્શન નહિ થવાથીજ થયા છે, છઠ્ઠો, સાતમો અને આઠમો એ ત્રણ નિયમો પણ ઘણા સારા છે. તેમાં આઠમા નિયમમાં પાપનું ખરૂં પ્રાયશ્ચિત શું છે તે દરેક પાપી અને પુન્યવાન્ જનોએ વિચારવા જેવું છે. જાણે અજાણે થઇ જતાં દરેક પાપ કર્મોના સબંધમાં જો તે પ્રમાણે પ્રાયશ્ચિત લેવાય તો પાપીઓ પુણ્યવાન્ થઈ જાય, અને પુન્યવાનો દેવ બને એમાં કિંચિત્ પણ સંદેહ નથી.

એકંદર જોતાં આ સઘળા નિયમો સામાન્ય જીવોને માટે તેમ ભક્તિમાનોને માટે ઘણાજ સારા, ઉચ્ચ અને ભક્તિરસથી ભરપૂર છે. તોપણ એટલું તો કહેવુંજ જોઇશે કે આ નિયમો રચનારાઓ ઉપર ક્રિશ્ચિયન ધર્મની અસર ઘણીજ થએલી છે. જેના પરિણામમાં "મનુષ્યને આત્મા છે," "પાતકના બદલામાં થતો દંડ અનંત કાલ સુધી હોતો નથી." વગેરે ભાવનાઓ આર્યવેદાંત તત્વજ્ઞાનના અને ધર્મના નિગૂઢ રહસ્યને નહિ સમજવાથી તેમજ પાશ્ચાત્ય સુધારણા તથા ધર્મના ગાઢ પરિચયથી થએલી છે. આર્યતત્વજ્ઞાનની દૃષ્ટિએ એજ નિયમો અન્ય રીતે બનાવી શકાત. આ બધા નિયમો

ઉપર બ્રહ્મસમાજનું સ્થાપન થએલું છે; અને તેમાં ભક્તિમાર્ગ મુખ્ય-પણે સ્વીકારેલો છે, તેથી એમ તો કહ્યા વિના ચાલે તેમ નથી કે કર્મ અને જ્ઞાન એ બંને સાધનોની માનવતારક શક્તિમાં કેટલી અને કયા પ્રકારની મહત્તા છે તેનો ન્યાય તેમાં બરાબર આપી શકાયો નથીજ. આ ઉપરાંત જીવાદિ વ્યવસ્થા, ચૈતન્યનું સ્વરૂપ, આત્મ-સંશોધન, મોક્ષ, પુનર્જન્મ, કર્મ સિદ્ધાંત, સૃષ્ટિસર્ગાદિ અનેક વૈજ્ઞાનિક મહા સિદ્ધાન્તોની સંગતિ કયા પ્રકારની માનવી કે ન માનવી એ સંબંધમાં ચોક્કસ વિચારો કયા છે તેનો વિચાર પણ તેમાં જણાતો નથી. આ બધું પરિણામ જે સમયમાં યૂરોપિયન ધર્મ, શિક્ષણ અને સુધારણાનો પ્રવેશ થયો તે સમયનું છે. આ સંબંધમાં સ્વર્ગસ્થ વિદ્વાન્ મણિલાલ નભુભાઇએ પોતાના સિદ્ધાન્તસાર પ્રકરણ ૧૦ માં જે કંઈ કહ્યું છે તે મનન કરવા જેવું છે, અને તેની આસપાસનાં પ્રકરણો વાંચવાથી પણ અનેક વિષયો ઉપર કંઈ નૂતન પ્રકાશ પડી શકે તેમ છે.

વેદાંતની સર્વાત્મભાવરૂપ બાદશાહી તો અલૌકિકજ છે. એ બાદશાહી મળી શકે એવું કશું કોઈ પણ સમાજમાં જોવામાં આવશે નહિ. વેદાંત માણસને કેટલી બધી મહત્તા આપે છે, અને તેના સત્ય સ્વરૂપનું ભાન કેવી રીતે કરાવે છે તે તો જે અનુભવી જાણે તેનેજ માટે છે. આપણો આત્મા અદ્વિતીય, દિવ્ય, અમર, આનંદસ્વરૂપ, નિત્ય હોઈ મહાન્ સમર્થ છે તેનું ભાન વાસ્તવરૂપે તો વેદાંતજ કરાવે છે. પોતાને અને ઈશ્વરને સંપૂર્ણરૂપે ઓળખાવે છે. અને ઘટાકાશ તથા મઠાકાશમાં રહેલા એકજ આકાશની પેઠે આત્મા તેજ પરમાત્મા છે એમ અંતરમાં અનુભવ કરાવે છે. આવી પ્રગતિ થતાં, પછીથી સમજાય છે કે, ઈશ્વર તમામ જીવોને માટે, તેમના નિઃશ્રેયસ્ કલ્યાણને માટે, સૃષ્ટિ રચનાદિ કરવાની ઉપાધિ પોતે વ્હોરી લે છે. તેમ દરેક

જ્વાળા, પોતાને તત્ત્વાનુસંધાન થતાં આત્મવત્ એવા સર્વે જીવકોટીના હિતને માટે યાવત્ દેહ સુધી અનેક ઉપાધિઓ વળગાડી લઈ સતત પ્રયત્ન કરતો રહે છે. એ કરવામાં તે કર્મ, ભક્તિ, અને જ્ઞાનને સાધનભૂત લઈ, તેનો યથાધિકાર ઉપયોગ કરી સર્વે માનવજાતિને અમૃતરૂપ નિજાનંદનો લાભ આપે છે. અમારૂં તો એમજ માનવું છે કે, આર્યોના તત્ત્વજ્ઞાનના પરમ ફલરૂપ વેદાંત અને તેનાં દરેક સાધનોનું ઊંડું રહસ્ય નહિ સમજવાથીજ (પછી તે પાશ્ચાત્ય જ્ઞાનના પ્રભાવથી કે પોતાના પૂર્વસંચિતથી) સમાજોની પ્રવૃત્તિ કેવળ વ્યર્થ છે; બલકે દરેક સમાજ જે તત્ત્વોને આધારભૂત રાખીને જનસમૂહને સુધારવાનું જે અમુક કાર્ય સ્વીકારે છે તે અંશમાં તો તે પરમાર્થ છે. વળી અન્ય રીતે જોતાં એ પણ ખરૂં છે કે, વેદાંત અને તેનું અનુભવગમ્ય સ્વરૂપ કંઇ સર્વને સાધ્ય કે પ્રાપ્ત નથી. જેથી વિવિધકોટીની સર્વે માનવજાતિને માટે તત્તત્ અધિકારાનુસાર, પોતપોતાના વિચારોને અનુરૂપ એવાં પૃથક્ પૃથક્ મંડળો બંધાએલાં હોવાની ઘણી જરૂર છે. માત્ર તેમાં એટલોજ સુધારો થવો જાઇએ કે વેદાંત સિદ્ધાન્તને મૂળ પાયા તરીકે સ્થાપી, તેના ઉપર સર્વે સમાજોની ઈમારતો સ્થિત થઈ; કર્મ, ભક્તિ, અને જ્ઞાન એ ત્રણમાંના કોઈ પણ એક પ્રધાન અંશને અવલંબી, માનવતારક કર્મો કરવાને માટે એક એક પ્રયોજન સાધવાનું ખાસ કાર્ય કરનારૂં મંડળ એટલે અમુક કર્તવ્યપરાયણ અમુક સમાજ, એમ નક્કી કરવું જોઇએ, અને સર્વે સમાજો એકજ વેદાંત મહોદધિના ભિન્ન ભિન્ન ઉપસાગરો રૂપ બની તેની સાથે મળી જવી જોઇએ. આથી મુખ્ય લાભ તો એ થઈ શકશે કે, સમાજે સમાજે પ્રત્યેનું પરસ્પર વૈમનસ્ય જતું રહી, સઘળા સમાજો રૂપ અવયવોથી એક વિરાટ્ પુરૂષ બનશે, અને એ વિરાટ્ પુરૂષ એકજ પરમલક્ષ્ય તરફ ઝુકતો રહી સફલ અને તાત્કાલિક કર્મો કરતો રહેશે; કે જેના કાર્યમાં કોઇથી પણ અવરોધ કરી શકાશે નહિ.

---

# નવસંહિતા વિષે બે શબ્દ.

નવસંહિતાના સબંધમાં બે શબ્દો જણાવવા ઇષ્ટ છે. નવસંહિતાનાં દરેક પ્રકરણો ઘણાં ઉપયોગી અને ભાવપૂર્ણ રીતે લખાયલાં છે, એમાં તો શક નથી. સર્વત્ર પ્રભુમય જીવનમાં તેના વાતાવરણમાં અથવા તો એક મત્સ્ય જેમ મહાસાગરમાં રહે અને તે મહાસાગરના પાણીથી ચારે તરફ ઘીલાયલું રહે તેમ આપણે સર્વ પ્રાણિઓ રહેલા છીએ. છતાં આપણે દરેક પળે કે વર્ષોનાં વર્ષ સુધી તે સર્વાત્મરૂપ વિભુ પરમાત્માનું સ્મરણ પણ કરતા નથી. તે પ્રભુ આંતરબાહ્ય સર્વ સ્થળે ઓતપ્રોત રહેલો છે, તેનું આપણને સ્વપ્ને પણ ભાન હોતું નથી. તો તેવું ભાન દરેક મનુષ્યને, પોતાનાં નિત્યનાં સાંસારિક દરેક કર્તવ્યોમાં પળે પળે થતું રહે અને તેની સમક્ષ નિત્યનાં કર્મો થતાં રહે એવી દ્રષ્ટિથી, એ ભાવનાથી આખી સંહિતા લખાએલી છે એમ વિચારશીલ વાંચકો તુરતજ સમજી શકશે. આવાહન, ગૃહ, ગૃહસ્થ નિત્યોપાસના વગેરે પ્રકરણોમાં જણાવેલી વ્યવસ્થા ઘણીજ સુંદર અને ભક્તિભાવથી પૂર્ણ છે. વાચન, દાનધર્મ, રોજગાર, સરકાર, દીક્ષા, વગેરે પ્રકરણો ખાસ વિચારથી ભરપૂર અને ઘણાં શિક્ષણીય છે. પ્રાચીન મનુ આદિની સ્મૃતિઓમાં જે વિષયો છે તેજ, અને બીજા વર્તમાન સમયને અનુકૂલ એવા કેટલાક નૂતન વિષયો એવી રીતે ગોઠવેલા અને વ્યવસ્થિત રીતે બોધેલા છે કે, જાણે પ્રાચીન મહર્ષિમાથી કોઇએ આ યુગમાં પુનઃ અવતાર લઇ પોતાની કલિસ્મૃતિનું પુનઃ પ્રકટીકરણ કર્યું હોયની!!

આ સંહિતા ઉપરથી બીજી એક બાબત તરફ આપણું ખાસ ધ્યાન ખેંચાય છે તે સંસ્કાર અને વ્રતો વિષેની છે. જે સંસ્કારો અને તેને અંગે કરવામાં આવતાં કાર્યો, કેવળ માનુષી ઇચ્છાથી

કહો કે બીજા કોઈ હેતુથી છેક વેદકાળની પૂર્વે કે પછીથી ઉત્પન્ન થયાં હતાં તેને તેજ કર્મો પાછળથી કર્મઠોએ-કર્મજડોએ-તેવાંને તેવાં, તેજ ક્રિયારૂપે આંધળા બની મૂળ હેતુને બાજુ ઉપર રાખી, અથવા કહો કે તે હેતુનું પોતાના અજ્ઞાનથી ભાન નહિ રહેવાથી આગળ ચલાવ્યાં છે, અને તેજ કર્મો, તેજ " રીતે કરાય તોજ તેની ફલસિદ્ધિ થાય, નહિ તો નહિ, " એ પ્રકારની જે માન્યતા પરંપરાથી ચાલતી આવેલી છે, તેને ફેંકી દઇ, તેમાંના હેતુઓ ઉપર માત્ર લક્ષ્ય રાખી, તે કર્મો અંતઃકરણની વૃત્તિથીજ કરવાં, એ નવીનતા અને ઉચ્ચતા કેશવચન્દ્રે આ ગ્રંથમાં બતાવી આપી છે. કોઇ વિચારશીલ જિજ્ઞાસુ શાંત ચિત્તથી, આપણામાં કરવામાં આવતાં કર્મોનું સૂક્ષ્મરીતે નિરીક્ષણ કરશે તો તેને સહજ ધ્યાનમાં આવી શકશે કે, તે કર્મો અમુકજ રીતથી નહિ કરવામાં આવે, ને માત્ર હેતુ ઉપર ધ્યાન આપતાં અન્ય રીતે કરવામા આવે તો પણ હરકત નથી. આને માટે એક દાખલો આપવાથી આ બાબત સ્પષ્ટતાથી સમજી શકાશે. આપણામાં મરનારનો અંત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવે છે તે, અને પછીની આઠમા, નવમા, દશમા એ દિવસોએ સ્મશાનમાં કરવામાં આવતી વિધિઓમાં જેજે કર્મો કરવામાં આવે છે તેમાંનાં સ્મશાનમાં ભાત રાંધવો, પિંડો બનાવવા, સવ્યાપસવ્યો કરવાં વગેરે જેજે ક્રિયાઓ કરવામાં આવે છે તે અસલના લીસોટા રૂપે થની આવે છે. તેમાં કોઇ પણ વિચારશીલ વિદ્વાન ફેરફાર કરવાની હિમ્મત ધરી શકતો નથી. આ ગ્રંથના ૧૯ મા અને ૨૦ મા પ્રકરણમાં આપેલા પ્રેતસંસ્કાર અને શ્રાદ્ધસંસ્કારો વાંચી જાઇશું તો તેમાં જણાઈ આવશે કે કેશવચન્દ્રે પ્રાચીન કર્મોના મૂળ હેતુઓ ઉપર પૂર્ણ ધ્યાન આપીને જે ક્રિયાઓ કરવાનું કહ્યું છે તે સ્તુતિ પાત્ર અને અનુકરણીય છે. બીજી વાત મન અને ઉથાપનની છે. આપણા દેશમાં દાન જે મનો કરવામાં આવે છે તે હેતુ

વિરૂદ્ધ કરવામાં આવે છે. અને એથી સત્વશીલતા પ્રાપ્ત થવાને બદલે ઉલટું અભિમાન, અતિશયપણું અને ક્લેશ વગેરેના કારણભૂત તે થઇ પડે છે. વળી વ્યવહારમાં તેની નડતર ઓછી હોય તેમ પણ નથી. ગરીબ વર્ગમાં વ્રત-ઉદ્યાપનના સંસ્કારો, કર્મો અથવા વિધિઓ એટલી બધી ખરચાળ અને કષ્ટપ્રદ થઇ પડે છે કે, તે કરતાં તે નહિ કરવામાં આવે તો પણ ચાલે!! વ્રત કે ઉદ્યાપનો એ અંતઃકરણને દમવાના કે વૃત્તિ નિરોધના સાધન અર્થે ઉપયોગનાં છે. તે હેતુ તો દૂર રહે છે ને માત્ર તેને અંગે કરવામાં આવતી સ્થૂલ ક્રિયાઓમાંજ મર્મ આવી રહેતું જણાય છે. આ વિષયની સુધારણા કરીને કેશવચન્દ્રે આ ગ્રંથના અંતમાં વ્રતોનાં જે પ્રકરણો આપ્યાં છે તે મનનીય, અનુકરણીય અને પ્રશંસનીય છે. આપણા તત્વજ્ઞાન, ધર્મ, ભક્તિ, કર્મ ઇત્યાદિમાં સુધારણાનો ઘણોજ અવકાશ છે, અને તેમાં કેવા ધોરણ ઉપર સુધારો થવો જોઇએ, તેની ઝાંખી આ ગ્રંથના વાંચનથી સહજ થઈ શકશે.

એકંદરે જોતાં નવસંહિતા ઘણીજ સરસ લખાઇ છે, તો પણ એટલું તો ખરૂં કે, તેમાં નવાં નવાં થોડાંક પ્રકરણોની જરૂર છે. મુખ્યત્વે કરીને ભક્તિને પ્રાધાન્ય આપીને જે રીતે રચના કરવી ઇષ્ટ હોઇ શકે તે રીતે જોતાં આ ગ્રંથ કેશવે બહુજ સુંદર ગ્રથ્યો છે. કેશવના સમય પછીથી તે આજ સુધીના સમયનું બારીક અવલોકન કરતાં જણાઈ આવશે કે, ભારત વર્ષમાં **સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, સ્વામી દયાનંદ** વગેરે મહાત્માઓ અને તેમના જટાજૂટમાંથી પ્રસવેલી જ્ઞાનગંગાએ લાખો સુશિક્ષિત જનોના મળો ધોઈ નાખ્યા છે, એમનો જ્ઞાનસંચય ઘણોજ દિવ્ય અને વ્યવહાર નીવડેલો છે. બીજી તરફ જોતાં પાશ્ચાત્ય દેશમાં ઘણા સમર્થ પુરૂષો પાકેલા છે. તેમના જ્ઞાનથી પણ આપણને ઘણું શીખવાનું મળ્યું છે, નવી નવી

દષ્ટિએ પ્રાપ્ત થઈ છે, અને ધર્મ, 'તત્ત્વજ્ઞાન, સાયન્સ, ભાષાશાસ્ત્ર ઇત્યાદિમાં નવાં નવાં વિશ્વો બતાવી આપ્યાં છે. તો આર્ય અને પાશ્ચાત્ય દેશમાં વર્તમાન સમયમાં જે જ્ઞાનરૂપ ગંગાયમુનાના પ્રવાહો પ્રસવ્યા'તે પ્રવાહોમાં અવગાહન કરવાનો લાભ પણ મળી શકે એવું હજી આ સંહિતામાં ઘણું ઉમેરવાનું બની શકે તેમ છે. કેશવચન્દ્રસેન આજે હયાત હોત તો અવશ્ય તેઓ આ ગ્રંથની દરેક આવૃત્તિમાં આવા નવા વિષયોનાં પ્રકરણો વધારત; તોપણ એ નવીનતા, ઉચ્ચતા ગ્રહણ કરવાની શક્તિ સર્વે મનુષ્યોને હોતી નથી. તે તરફ લક્ષ્ય આપતાં સામાન્ય જનસમૂહને માટે આ વ્યવહાર નિયમન ઘણું સારૂં છે. એમ કહેવુંજ પડશે.

## સસ્તા સાહિત્ય ખાતા વિષે.

આ પ્રમાણે સ્વર્ગસ્થ બાબુ કેશવચન્દ્રસેનનું સંક્ષિપ્ત જીવન, બ્રહ્મોસમાજના નિયમો અને નવસંહિતાની યોગ્યતા વિષે કહ્યા પછી સસ્તાસાહિત્ય ખાતાના સંબધમાં બે શબ્દો જણાવીશું. આ ઉપયોગી પુસ્તકના પ્રકાશક, આ ખાતાના મૂળ મંત્રદ્રષ્ટા, અને હાલની ગુર્જર પ્રજાના જ્ઞાન સંવર્ધક કર્મ મીમાંસક તરીકે પ્રસિદ્ધિમાં આવેલા આપણા **સ્વામીજી શ્રી અખંડાનંદજી**ને હવે તો સમય ગુજરાત જાણે છે. આ ખાતાને સ્થાપન થયે માત્ર થોડોજ સમય વ્યતીત થયો છે. પણ એટલા ટુંક સમયમાં એ મહાત્માએ તનમનથી જે સ્વાત્માર્પણ કર્યું છે તેના પરિણામે ગુર્જર પ્રજાને ઘણુંજ સારૂં ફલ પ્રાપ્ત થયું છે. પ્રાચીન સંસ્કૃત અને આધુનિક પાશ્ચાત્ય વાઙ્મયનો રસાસ્વાદ ગુજરાતની પ્રજાને ચખાડવો અને તે સસ્તો કરી આપવો એ બે પ્રબલ ઇચ્છાઓ ઉક્ત સ્વામીજીના-મનમાં રાતદિવસ ઘોળાયા કરે

છે. એને માટે એક અનુભવી સારા ગૃહસ્થથી પણ ન થઈ શકે એવી કરકસર વાપરી, થોડા દ્રવ્યની સહાયતાથી જે ભગીરથ પ્રયત્ન તેમણે આદર્યો છે, તે કાર્ય બીજાથી સાધ્ય થઈ શકત કે કેમ તેની તો શંકાજ છે. ચોવીસે કલાક એ ખાતાની અંતર્બહિઃસ્થ સ્થિતિ અને એની એ યોજના સંબંધી લેખન, વાંચન, પત્રવ્યવહારાદિ તરફ તેમની અખંડ લાગી રહેલી સમાધિનો મને જે પ્રત્યક્ષાનુભવ છે તે ઉપરથી આ કાર્યનું ભાવી ઘણું સારૂં, ઉચ્ચ અને સફલરૂપ ધારી લેશે, એવી આશા મક્કમ પાયા ઉપર બંધાય છે. તેમણે કેશવચંદ્રની **નવસંહિતાનું** મરાઠી ભાષાંતર એક સ્થળેથી પ્રાપ્ત કરી મને બતાવ્યું. એના મૂળ ગ્રંથનું ભાષાંતર એક સ્વર્ગસ્થ લેખકે કરી રાખેલું તે કટકે કટકે **વસંતમાં** આવતું; પણ એ ભાષાંતર અધૂરૂંજ છપાએલું જોવામાં આવ્યું. મરાઠી ભાષાંતર પણ હું આદ્યંત વાંચી ગયો, અને મને તે સારૂં લાગ્યું. સ્વામીજીએ તેનું ગુજરાતીમાં ભાષાંતર કરી આપવા આજ્ઞા કરી. મેં વિચાર્યું કે આવા સત્કાર્યમાં આપણાથી દ્રવ્યથી નહિ તો લેખનથી સહાય અપાય તો તે પણ એક ઉત્તમ દેશકાર્ય છે, અને એવો કિંમતી વખત જવા દે એવો કોણ દુર્ભાગી હોય ! જો કે તે વખતે મારી પાછળ અનેક વ્યવસાયો લાગેલા હતા અને હજી પણ છે. છતાં હાંશે સમયે એ થઈ શકશે એવી પ્રતીતિ થતાં એ ભાષાંતર કરવાની મેં હા પાડી, ને ચાર માસમાં થોડું થોડું કરીને તે પૂરૂં કર્યું. આ ભાષાંતર આ પ્રકારે ગુર્જર વાંચકો સમક્ષ મૂકી તેમની જે સેવા કરી શકાઈ તેનું બધું શ્રેય સ્વામી અખંડાનંદજીનેજ ઘટે છે, કેમકે તેમણે એ ભાષાંતર મને બતાવ્યું ન હોત, અને તેને ગુર્જર ગિરામાં ભાષાંતર કરવા આજ્ઞા કરી ન હોત તો આમાંનું કંઈ પણ થઈ શકત નહિ. નવસંહિતાના વાંચનથી ગુજરાતી પ્રજા ઉપર ઘણી સારી અસર થશે; તેમજ તેના આચાર

વિચાર, ચારિત્ર્ય અને પ્રભુભક્તિમાં વૃદ્ધિ થશે એમાં કાંઇ શક નથી. આ ગ્રંથ નીતિનો માર્ગદર્શક, ભક્તિનો સુધાકર અને દરેક સાંસારિક કાર્યોમાં પ્રભુનો દર્શક છે એ જો આ ગ્રંથના વાંચનાર સારી રીતે સમજી શકશે તો મ્હારો અને સાથે ઉક્ત સ્વામીજીનો શ્રમ સફલ થએલો ગણાશે; એટલું સૂચવી, તથા આ ભાષાંતરમાં જે કંઈ દોષો મનુષ્યસ્વભાવને અનુસાર રહી ગયા હોય તે તરફ દૃષ્ટિ નહિ કરતાં, તેમાંથી હંસક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરવા વાંચકવર્ગને વિનતિ કરી આ પ્રસ્તાવનારૂપ વિવેચન પૂર્ણ કરૂં છું. ૐ શાંતિઃ, શાંતિઃ, શાંતિઃ

ॐ तत्सत् ब्रह्मार्पण मस्तु.

મુંબઈ—કાલબાદેવી.
ગાયન શાસ્રશાળા.
સંવત ૧૯૬૮, કાર્તિક શુકલ
પ્રતિપદા તા. ૨૩-૧૦-૧૧
સોમવાર.

ગણપતરાવ ગોપાળરાવ બર્વે.

( નાદ બ્રહ્મોપાસક. )



# નવ સંહિતા.

## ૧.
## આવાહન.

૧. હે અનંત જ્ઞાનવાન પરમાત્મન્ ! ત્હેં ત્હારી અગાધ શક્તિથી, આ પવિત્ર આર્યાવર્તમાં, અમો સર્વ ભાઇબ્હેનોનું જે નવિન ભક્તવૃંદ સ્થાપન કરેલું છે, ત્હેને સન્માર્ગ બતાવીને, ત્હેમનું યોગ્ય નિબંધન કરવા માટે, આ **નવસંહિતારૂપ** નિયમાનુશાસન લખવાની સ્ફૂર્તિ, આ ત્હારા દીન સેવકને ત્હારીજ મંગલ ઇચ્છાથી થઈ છે. એટલા માટે, હે **પરમસમર્થ પરમેશ્વર** ! મ્હારા અંતઃકરણમાં જાગૃત થા, અને મ્હને ત્હારૂં શાશ્વત સત્ય શિખવાડ.

૨. દરેક સ્ત્રી અને પુરૂષના અંતઃકરણપટ ઉપર ત્હારૂં નિયમાનુશાસન સુદર સુવર્ણ સુક્ત અક્ષરથી અંકિત કર. મેઘ ગર્જનાની માફક ગંભીર વાણીથી આ સમગ્ર

ભારતવર્ષમાં આ અનુશાસનનો જયઘોષ થવા દે. તું મહાન્ અને જ્વલંત પ્રભારૂપ શાસ્રકાર છે. ત્હારૂં વચન, ત્હારા સર્વ બાળકો વિનમ્ર ભાવે ગ્રહણ કરે એવો અનુગ્રહ આ શાસ્ર ઉપર કર.

૩. તું જેમ અનંત છે તેમ ત્હારૂં શાસ્ર પણ અનંત છે. તે ગ્રંથના રૂપમાં લખી શકાતું નથી; તેને ગ્રંથરૂપ મર્યાદાથી બાંધી શકાતું નથી; એટલા માટે મનુષ્ય માત્રમાં રહેલી સદસદ્‌વિવેકશક્તિદ્વારા, દરેક માણસના અંતરમાં પ્રકટ થઈને, અમારા આત્માઓને તું પોતાના વિશુદ્ધ વિજ્ઞાનના નિત્ય પાઠો આપે છે.

૪. મહાન્ મહાન્ યતિ, મુનિ અને યોગિઓને જ તું ત્હારો પોતાનો આદેશ ફરમાવે છે એમ કંઈ નથી; પરંતુ સર્વસ્થળોના અને સર્વકાળના સંત તથા સેવકજનોને તું પોતાની મંગળ આજ્ઞાઓ શિખવે છે. એટલા માટે હે જ્ઞાનમૂર્તે ! દરેક શ્રદ્ધાળુ ભક્તના હૃદય–મંદિરમાં તું બિરાજમાન થા, અને માનવમાત્રનું પરમ શ્રેષ્ઠ કર્તવ્ય શું છે તે કહે; સંસારમાં કેવી રીતે વર્તવું તે બતાવ.

૫. હે સચ્ચિદાનંદ હરિ ! તું અમારો ગુરૂ થા, અને ત્હારા પવિત્ર નવિન વિધાન કરનારા ભક્તવૃંદને ત્હારૂં નવસંહિતારૂપ અનુશાસન કથન કર.

## ૨.
## મંદિર (ગૃહ).

૧. ઈશ્વરના ભક્તનું ગૃહ નિર્મળ હોવું જોઈએ. ઘરમાં સર્વ સ્થળે સ્વચ્છતા, ટાપટીપ, સુઘડતા હોવી જોઈએ. મનુષ્યનું નિવાસસ્થાન (ગૃહ) તે પરમેશ્વરનું વસવાનું રહેઠાણ છે, માટે તે એટલું બધું પવિત્ર હોવું જોઈએ, કે તે સ્થળે દૃષ્ટિ ફેરવતાંની સાથેજ "આ સ્થળમાં સાક્ષાત્ પ્રભુ નિવાસ કરી રહ્યા છે," એવો ભાવ જોનારના મનમાં ઉદય પામે.

૨. સ્વચ્છતા એ એક જાતની પવિત્રતા છે, માટે સાચા ઈશ્વરભક્તે જેવી રીતે પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખવું જોઇએ, તેવી રીતે તેણે પોતાનું શરીર અને ગૃહ પણ હમેશાં સ્વચ્છ અને નિર્મળ રાખવાં જોઈએ. એ પ્રમાણે જો રખાય તોજ તે સ્થળે પરમાત્મા નિવાસ કરી શકશે.

૩. ઘર અને તેમાંનું સર્વ રાચરચીલું તે ઇશ્વરની દયાથીજ પ્રાપ્ત થાય છે. ઘરના માલિકે પોતાની તમામ જણસો તે પ્રત્યક્ષ પરમેશ્વરે આપેલી અતિશય ઉત્તમ બક્ષીસ છે, એમ માનીને હમેશાં તેનો મંગલમય ઉપયોગ કરવો; કે જેથી કરીને તમામ મનુષ્ય-કુટુંબોનું

ઐહિક અને પારલૌકિક કલ્યાણ થઈને ઇશ્વરના નામનો વિજયઘોષ થઈ શકે. અને તે રીતેજ સર્વ પદાર્થોનો ઉપયોગ કરવો.

૪. પરમાત્માએ આપેલી વસ્તુઓ "મ્હેં પોતેજ મેળવી છે," એવું અભિમાન ધરાવીને જે કોઈ ઘરની અંદરના પદાર્થોનો વ્યય કે ઉપયોગ પોતાની મરજી પ્રમાણે વિષયોપભોગ લેવામાં કરે છે, ત્હેને ધિક્કાર હો.

૫. સાચો ભક્ત જે પ્રમાણે દેવનું પવિત્ર મંદિર ઈશ્વરાર્પણ કરે છે, તેજ પ્રમાણે દરેક ગૃહસ્થે પોતાનું ગૃહરૂપ મંદિર પણ અંતઃકરણથી ઇશ્વરાર્પણ કરવું, અને વસ્ત્ર, વાસણકુસણ, તેમજ ઘરેણાંગાંઠાં એ સર્વથી શણગારાએલો આપણો બધો સંસાર ઈશ્વરને સમર્પણ કરતી વખતે ઉચ્ચારવું કે.—

૬. "હે, પરમેશ્વર ! તું અમારો ગૃહદેવ છે. આ મ્હારૂં ઘર અને તેમાંનું જે કંઈ છે તે હું ત્હને સમર્પણ કરૂં છું. આ બધું ઘર પવિત્ર કર, અને તેની અંદર રહેનારાં તમામ મનુષ્યો ઉપર ત્હારો મંગલમય અનુગ્રહ કર."

૭. ઘરની અંદરનું બધું રાચરચીલું વગેરે સ્વચ્છ, નિર્મળ અને નિષ્કલંક હોવું જોઈએ. ગૃહમંદિરમાં ગદકી,

કચરો વગેરે અથવા કોઈપણ પ્રકારની મલીનતા કયાંય પણ ન હોવી જોઈએ.

૮. ઘરમાંની દરેક ઓરડી ઓરડા સાફ કરી, લીંપી ગુંપી નિર્મળ રાખવા. દરેક સ્હવારે અને સ્હાંજે કપૂર, ચંદન, ધૂપ ઈત્યાદિ દુર્ગંધનાશક પદાર્થો ઘરમાં બાળવા. સૂર્યનો પ્રકાશ અને સ્વચ્છ હવા આખા ઘરમાં રમતી રહેવી જોઇએ.

૯. દેવને દુર્ગંધનો ઘણોજ તિરસ્કાર છે. અવ્યવસ્થા અને ગંદકીનો ત્હેને બહુજ કંટાળો ઉપજે છે.

૧૦. ઉપયોગીપણું અને સુંદરતા એ બે દેવોને ઘણાંજ પ્રિય છે, માટે ભક્તજને પોતાનું ઘર નિરોગી અને હવાવાળું રાખવું, એટલુંજ નહિ પણ તે રમણીય અને પ્રેક્ષણીય હોવું જોઇએ.

૧૧. પ્રભુ કહે છે કે—મ્હારા ભક્ત જે સ્થળમાં રહે છે તે સ્થળ નિર્મળ, રમણીય અને આનંદકારક હોવું જોઈએ.

૧૨. એટલા માટે હમેશાં સ્હવારે ઘરમાંનાં મુખ્ય મુખ્ય સ્થાનો સુગંધમય પુષ્પોથી, કોમળ કોમળ પાંદડાંથી, અને સુંદર વેલાથી શોભાયમાન કરવાં જોઈએ. આવા સ્થળમાં મનુષ્યે પ્રવેશ કરતાંની સાથે ત્હેના ચિત્તને આનંદ અને અંતઃકરણને આલ્હાદ (હર્ષ) થવો જોઈએ.

૧૩. આ પ્રમાણે ઘરની અંદરનાં સર્વે સ્થાનોમાં પવિત્રતા અને સારી વ્યવસ્થા રહેવી જોઈએ. ઈશ્વર-ભક્તિના સ્થાનમાં, ઉઠવા બેસવાની જગ્યામાં, અભ્યાસ કરવાના કે વિશ્રામ લેવાના સ્થાનમાં, ઓસરી પરસાળમાં, ચોકમાં તથા ઓરડાઓમાં, એમ સર્વ સ્થળે નિર્મળ ભાવ દેખાવો જોઈએ, અને હોવો જોઈએ.

૧૪. સુવાનું બીછાનું સાફ હોવું જોઈએ. કબાટમાં મૂકેલાં વસ્ત્રાદિ, ગ્રંથસંગ્રહાલયમાંના ગ્રંથો, ઘરમાંની દરેક જણસો, રસોડામાંનાં વાસણકુસણ એ સઘળું સુંદર રચનાવાળું હોવું જોઈએ.

૧૫. બની શકે તો દરેક કુટુંબમાં રોજની ઉપાસના કરવાનું જુદુંજ સ્થાન રાખવું. એ સ્થાન ઘરમાંની સ્ત્રીઓએ બને તેટલું રમણીય રાખવું. એ સ્થાનમાં ઈશ્વર-ભક્તિ શિવાય બીજો કોઈપણ જાતનો વ્યવહાર ન કરવો. મુખ્ય ઉપાસકનું આસન, ભક્તજનોનાં આસનો, ધર્મનાં પુસ્તકો અને સંગીતનાં વાદ્યો, એ સઘળાં રોજ સાફ કરીને નિર્મળ રાખવાં.

૧૬. ઉપાસના કરવાના સ્થળની ભીંતો ઉપર, કે જ્યાં જલદી નજર પડી શકે એવે ઠેકાણે બોધદાયક ધર્મનાં વાક્યો ચોટાડવાં. પરંતુ માત્ર શોભાની ખાતર અથવા બોધ થવા માટે કોઈ પ્રકારની પ્રતિમા, મૂર્તિ, કે ગમે

તેનું ચિત્ર અથવા મૂર્તિપૂજાનું ચિન્હ આ પવિત્ર સ્થાનમાં રાખવું નહિ.

૧૭. આસન સામેની ભીંત ઉપર, મુખ્ય ઉપાસકની સ્હામે, નીચે આપેલો અથર્વવેદમાંનો સરસ શ્લોક મ્હોટા અક્ષરોથી લખીને ચોટાડવો.

શ્લોક

सहृदयं संमनस्यं अविद्वेषं कृणोमि वः
अन्योयं अभिहर्यत वत्सं जातं इवाध्न्या ।
अनुव्रतः पितुः पित्रो मात्रा भवतु सम्मनः
जायापत्ये मधुमतिं वाचं वदतु शांतिवान् ।
मा भ्राता भ्रातरं द्विषद् मा स्वसारं उत स्वसा
संम्यंचः सव्रतः भूत्वा वाचं वदत भद्रया ॥

અર્થ—એક હૃદયથી અને મનથી હળીમળીને રહેવું. કોઈએ કોઈનો દ્વેષ કરવો નહિ. હમણાંજ જન્મેલું વાછરડું જોઈને જેમ ગાયને આનંદ થાય છે તે પ્રમાણે તમે એક બીજા ઉપર પ્રેમ કરો. પુત્રે પિતાની આજ્ઞા પાળવી, અને માતાની સાથે એક મનથી વર્તવું. પત્નીએ પતિની સાથે ઐક્યતાથી રહેવું, અને તેની સાથે સર્વ કાળ મધુર ભાષાથી બોલવું. ભાઈબ્હેનો વચ્ચે કોઈ પણ પ્રકારનો

દ્વેષભાવ હોવો ન જોઈએ. આ પ્રકારે મધુર ભાષણ કરી એક બીજાના ઐક્યનું રક્ષણ કરવું–કલ્યાણ ઇચ્છવું.

૧૮. વળી મહા નિર્વાણ તંત્રમાંનો નીચેનો શ્લોક બીજા કોઈ મુખ્યસ્થાને ચોંટાડવો.

ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञान परायणः ।
यद्यत्कर्म प्रकुर्वीत तद्ब्रह्मणि समर्पयेत् ॥

બ્રહ્મમાં નિષ્ઠાવાળો અને તત્ત્વજ્ઞાન પરાયણ ગૃહસ્થ હોય છે, તે જે જે કર્મો કરે છે તે બ્રહ્મનેજ અર્પણ કરે છે

૧૯. આ પ્રકારે જે ઘર સ્વચ્છ, નિર્મળ, સુનિયંત્રિત, ધર્મપરાયણ હોય છે તે સ્થળે સાક્ષાત્ લક્ષ્મીનો વાસો હોય છે એવા ઘરમાં દરેક પ્રકારની સમૃદ્ધિ, આનંદ, શાંતિ અને પરમાત્માની કૃપા હમેશાં પ્રાપ્ત રહે છે. ત્યાં વસનારા પુરૂષો, સ્ત્રીઓ, છોકરા, નોકર ચાકર, ઢાર ઢાંખર વગેરે સર્વદા સુખી હોય છે.

૨૦. આવા પવિત્ર ગૃહમંદિરમાં ઈશ્વરના નામનો જે જયઘોષ થાય છે તેથી કરીને આખું ઘર ગાજી ઉઠે છે. આવા મંગલમય ઘરમાં રહેનારાં સ્ત્રીપુરૂષોને ધન્ય છે! !

---

## ૩.
## ગૃહસ્થ.

૧. દરેક ગૃહસ્થે દરરોજ પ્રાતઃકાળમાં વહેલા ઉઠવું, પણ ઘણા વહેલા કે બહુ મોડા ઉઠવું નહીં.

૨. સાધારણ રીતે સારી તબીયતના મનુષ્યને સાત કલાકની ઉંઘ બસ છે. તેટલી પૂરી થયા પછી આળસુની પેઠે પથારીમાં આળોટતા પડી રહેવું નહીં. સૂર્ય ઉગ્યા પછી કદી પણ નિદ્રાવશ રહેવું નહીં.

૩. પ્રાતઃકાળમાં ઉઠતાંની સાથેજ પવિત્ર થઇને પછી જગત્કર્તાનું પ્રાતઃસ્મરણ કરવું.

૪. ઊભા રહીને અથવા બેસીને, આંખો તદ્દન મીંચીને અથવા અરધી બીડી રાખીને બોલવું કે—"હે કરૂણામય પ્રભો! આખી રાત સુધી મ્હારી રક્ષા કરીને ત્હેં આજનો દિવસ બતાવ્યો, એ ખરેખર ત્હારી મ્હારા ઉપર મહાન્ કૃપા છે. આજે આ આખા દિવસ સુધી મ્હારા હાથથી સત્કાર્ય થઈ શકે, અને પાપકર્મ ન થઈ શકે, તે પ્રકારે મ્હને ચલાવજે."

૫. મનુષ્યના મન અને શરીર એ બંનેને કસરતની ઘણીજ જરૂર છે, માટે હમેશાં સ્હવારે કે સ્હાંજે કોઈ પણ જાતની કસરત કરવી જોઈએ. હમેશાં નિયમથી

પ્રમાણમાં વ્યાયામ (કસરત) કરવાથી શરીરના સ્નાયૂઓ બળવાન્ થાય છે, લોહીના ફરવાનો વેગ વધે છે, અને શરીરનું બળ તથા આરોગ્ય વધતું જાય છે.

૬. મનુષ્યનું શરીર દેવનું રહેવાનું સ્થાન છે, એટલા માટે જે કોઈ આ શરીરના સંબંધમાં બેદરકાર રહે છે, તે કેવળ દેવના દેવસ્થાનનો ધિક્કાર કરે છે, એમ સમજવું.

૭. આરોગ્યશાસ્ત્રના નિયમો ઈશ્વરેજ બાંધેલા છે, એટલા માટે એ નિયમોનો જે અનાદર કરે છે, અથવા એ નિયમોથી ઉલટા ચાલે છે, તે એક રીતે શારીરિક પાપજ કરે છે, માટે તે વિષે તેને શાસન થયા વિના કદી પણ રહેશે નહિ.

૮. ઈશ્વરના ખરા ભક્તો હોય છે, તે ન્હાનાં મ્હોટાં દરેક કામોમાં ઈશ્વરની સેવાજ કરે છે; અને શરીર સંબંધી કે આત્મા સંબંધી પાળવા યોગ્ય જે જે નિયમો હોય તે સઘળા ઘણી સંભાળથી પાળે છે.

૯. વ્યાયામ કરી રહ્યા પછી રોજનાં વર્તમાનપત્રો વગેરે જે કંઈ જોવાનું હોય તેનું અવલોકન કરવું, અને તાકીદનાં કામો હોય તે કરી નાખવાં. ત્યારબાદ સ્નાન કરવું.

૧૦. રોજ ન્હાવું. કદી કદી નદીના કે તળાવના

પાણીમાં ન્હાવું. એવી ગોઠવણ ન હોય તો દરરોજ આપણા ઘરમાંજ ન્હાવું. ન્હાયા વિના મન પવિત્ર થઈ શકતું નથી.

૧૧. સ્નાનનું પાણી નિર્મળ અને આરોગ્યદાયક હોવું જોઈએ. એ જો તેવું ન હોય તો સ્નાન કરવાથી ફાયદો થવાને બદલે નુકશાનજ થશે.

૧૨. સાબુથી અથવા બીજા કોઈ મળનાશક દ્રવ્યથી શરીર ઘસીને સ્વચ્છ કરવું; કારણ કે શરીરની બાહ્યશુદ્ધિ થયા સિવાય ચિત્તની આંતરશુદ્ધિ થઈ શકતી નથી.

૧૩. માથામાં સ્નિગ્ધ, ઠંડું તેલ ચોળીને પછી ઠંડા પાણીથી માથું અને આખું શરીર ધોઈ નાખવું. એથી શરીરનો થાક જતો રહીને મન શાંત થાય છે.

૧૪. આવી રીતના અભ્યંગસ્નાનથી બમણું હિત થાય છે, અને તેથી કરીને શરીર ઉપરનો મેલ જતો રહીને મનનો તમામ સંતાપ જતો રહે છે, ચિત્તશુદ્ધિ થાય છે, અને અંતઃકરણને શાંતિ કે આરામ મળે છે.

૧૫. સ્નાન વિધિ એ જેવી રીતે શારીરિક સંસ્કાર છે, તેવીજ રીતે માનસિક સંસ્કાર પણ છે, એટલા માટે સ્નાનકર્મ એ ઘણું પવિત્ર કર્મ ગણવું જોઈએ.

૧૬. આપણું ઉપાસના સ્થાન (દેવગૃહ) જેમ પવિત્ર

ગણાય છે, તેમ સ્નાનગૃહ પણ પવિત્ર ગણવું જોઇએ; અને ત્યાં પણ સર્વદા નિર્મળ ભાવના રાખવી જોઇએ.

૧૭. નિર્મળ જળને અત્યંતઆવકારદાયક સમજજો; અને તેમાં નાહીને શરીરશુદ્ધ કરતી વખતે અંતઃકરણ પણ પવિત્ર કરજો. બ્રહ્મસાગરમાં આત્માને ન્હવડાવીને તેના ઉપરનો પાપરૂપી મેલ પણ ધોઇ નાખજો.

૧૮. પવિત્ર પાણી એ વિશ્વજનનીની સાક્ષાત્ કૃપા સમજવી. એ દ્વારા તે કૃપાળુમાતા પોતાનાં પ્રિય બાળકોને પાવન કરવાને પ્રકટ થાય છે.

૧૯. પવિત્ર જળ વિષે આપણા મહાન્ પૂર્વજોએ શું કહ્યું છે, તે તરફ ધ્યાન આપો—

आपो अस्मान् मातरः शुद्धयंतु ।
विश्वंहि रिप्रं मवहंति
देविः उद इद आभ्यः शुचिरासः एमि ॥ ऋग्वेद.

અર્થ—આ ઉદકરૂપ અમારી માતા અમને પવિત્ર કરો ! આ માતા સર્વે મળો દૂર કરે છે. એના પવિત્ર સ્પર્શથી હું શુદ્ધ અને નિર્મળ થાઉં છું.

૨૦. ન્હાતી વખતે દરેક ભક્તે એજ ભાવના રાખવી.

૪.

## નિત્યોપાસના કે દરરોજની પ્રભુભક્તિ.

૧. ન્હાયા પછી પ્રભુની ભક્તિ કરવાને યોગ્ય એવાં સ્વચ્છ કપડાં પહેરવાં.

૨. કારણકે શરીર ઉપર મેલાં કપડાં હશે તો મનમાં મંગલમય વિચારો આવતા નથી, અને તેમ થયું તો આત્માની પણ ઉન્નત અવસ્થા થતી નથી.

૩. એટલા માટે ઉપાસનાસ્થાનમાં ઈશ્વરની સન્મુખ જવું તો સ્વચ્છ વસ્ત્રો પહેર્યા વિના કદી જવુંજ નહિ.

૪. ઉપાસના કરવાના સ્થાનમાં ગયા પછી દરેકે પોતપોતાના આસન ઉપર હમેશના નિયમિત સ્થળે બેસવું; પણ ભળતીજ જગ્યા ઉપર ગમે તેના આસન ઉપર બેસી જવું નહિ.

૫. જે આસન ઉપર બેસીને આપણે ઈશ્વરભક્તિ કરીએ છીએ તેને આપણો પોતાનો મહાન્ મિત્ર ગણીને તેનું ઘણીજ સંભાળથી જતન કરવું. કયાંક મુસાફરીએ જવું હોય તો તે સાથેજ લઈ જવું.

૬. પતિપત્ની, ભાઈબહેન, નોકર ચાકર વગેરે

કુટુંબમાંનાં તમામ મનુષ્યોએ ભક્તિ કરવાની વખતે ભેગા થવું, અને પોતપોતાના આસન ઉપર બેસી જવું.

૭. જો બહારથી મિત્ર કે પરોણાઓ ભક્તિ માટે આવ્યા હશે, તો બધા પુરૂષોએ એક તરફ અને બધી સ્ત્રીઓએ તેમની સામી તરફ બેસવું.

૮. પોતાના આસન ઉપર બેઠા પછી દરેક પુરૂષે અને સ્ત્રીએ ઈશ્વરને નમન કરવું.

૯. કુટુંબમાંનાં સઘળાં માણસો આવીને બેઠા પછી ઘરમાંના મુખ્ય યજમાને ઉપદેશકના આસન પર ઉપર બેસવું, અને ઉપાસના કે ભક્તિનો આરંભ કરવો. એ ઉપાસના બહુજ સાદી છતાં ગંભીર, તેમજ કુટુંબમાંના દરેક મનુષ્યથી સહેલથી સમજી શકાય તેવી હોવી જોઈએ.

૧૦. શરૂઆતમાં એક પદ કે સંગીત ગાવું, પછી પ્રભુનું આવાહન કરવું, અને તેમાં આપણી ભક્તિ ઘણીજ સદ્ભાવવાળી બને, એવો અનુગ્રહ સઘળાઓ ઉપર થાય એવી માગણી ઈશ્વર પાસે કરવી. ત્યારબાદ પુનઃ એક સંગીત ગાવું. આ સંગીત દરેક સ્ત્રી પુરૂષોએ એક સાથે, ઘણાજ પ્રેમથી અને સુસ્વર સ્વરમાં ગાવું.

૧૧. ત્યારબાદ ઈશ્વરની પ્રાર્થના કરવી. તેમાં ઉપાસકે મુખ્ય ઇશ્વરના ગુણોનું વર્ણન કરવું. "પરમેશ્વર સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અનંતરૂપ, આનંદમય, અમૃતધામ છે. તે સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ હોવા છતાં પણ તે ઘણો કરૂણાળુ, અને પ્રેમમય છે. તે ભક્તવત્સલ, શાંતિધામ, પતિતપાવન, પાપનાશક છે." આ પ્રકારે તેના મંગલમય ગુણોનું વર્ણન કરીને તેની સ્તુતિ કરવી.

૧૨. એ પછી ધ્યાન ધરવું. ધ્યાન કરતી વખતે બધી ચિત્તવૃત્તિઓ એકાગ્ર કરીને પરમાત્માના ગુણોનું ચિંતવન કરવું, અને તેના મંગલમય સ્વરૂપનું હૃદયમાં અવલોકન કરવું. ધ્યાનસ્થ સ્થિતિમાં તમામ ભકતજનોએ અલ્પકાળ સુધી નિશ્ચળ, સ્તબ્ધ અને ચુપ રહેવું.

૧૩. હૃદયમંદિરમાં પરમાત્માનું દર્શન કર્યા પછી સઘળાઓએ એકી સાથે બોલવાની નક્કી કરેલી હોય એવી ન્હાની પ્રાર્થના કરવી. આ પ્રાર્થના નક્કી કરેલી અમુક જ હોવી જોઇએ. પ્રાર્થના પૂરી થયા પછી, દરેક દિવસે એક એક જણાએ, એમ દરેક જણે વ્યક્તિ વિશિષ્ટ પ્રાર્થના કરવી, અને તેમાં પોતાની દુર્બળતા ઈશ્વરને વિદિત કરવી; તે ઉપરાંત કરેલા અપરાધો વિષે પશ્ચાતાપ બુદ્ધિથી તેની માફી માગવી.

૧૪. ત્યારબાદ વળી એકવાર સર્વેએ મળીને ઈશ્વરનું સ્તોત્ર બોલવું. એ સ્તોત્રમાં ઈશ્વરના નામનો ઉચ્ચાર કરવો. સદ્ભક્તોને માટે ઈશ્વરના નામ જેવું મધુરૂં અને પાપથી પાવન કરનારૂં બીજું કઈજ નથી. નામસ્મરણ થયા પછી સર્વેએ ગાયન દ્વારા ઈશ્વરનું યશોગાન કરવું.

૧૫. આટલું થયા પછી મુખ્ય ઉપાસકે ધર્મ પુસ્તકમાંથી કેટલાંક ધર્મવચનો વાંચીને તેનો સંક્ષેપમાં અર્થ કરી બતાવવો. એ અર્થ કહેતી વખતે, એ ધર્મવચનો જે મહાપુરૂષોનાં હોય તેમનાં જ્ઞાન, ભક્તિ, અને વૈરાગ્ય વિષે કથન કરવું.

૧૬. શાસ્ત્રનું વાંચન થયા પછી મુખ્ય ઉપાસકે, તે દિવસને માટે મુકરર કરેલી મુખ્ય પ્રાર્થના કરવી. તે શાંત, ગંભીર, પ્રેમયુક્ત અને ભક્તિભાવથી પરિપૂર્ણ હોવી જોઈએ.

૧૭. પ્રાર્થનામાં આત્માની ખરી ભાવનાઓ ઉદય પામવી જોઈએ. હમેશાં અંતઃકરણમાં જે જે ઉદ્ગારો ઉત્પન્ન થતા જાય, તે પ્રાર્થના દ્વારાએ, સુકુમાર, સુવાસિક પુષ્પોની માફક ઈશ્વરને સમર્પણ કરવા.

૧૮. નકામો ખડખડાટ ઈશ્વરને ગમતો નથી શરીરવિક્ષેપો કરી, શરીરને આમ તેમ નકામું નચાવવું, ટહૌકા કરવા, અમુક ઠરી ચુકેલા તેના તે શબ્દો બોલવા, વધારે

પડતી નમનતાઈ શરીરથી કરી બતાવવી, વગેરે ચાળા-ચેષ્ટા જેવી બાબતોનો ઇશ્વરને તિરસ્કાર છે, એટલે કે તેને ગમતી નથી. એમ કરવાથી પ્રાર્થના ઘણું કરી ગંભીર અને સફળ થતી નથી.

૧૯. એટલા માટે કુટુંબમાંની હમેશની ઉપાસના સાદી અને અંતઃકરણના ખરા ઉમળકાવાળી હોવી જોઈએ. એ પ્રસંગે સર્વેએ પોતપોતાની આંતર મનોભાવનાઓ ઈશ્વરને નિવેદન કરવી.

૨૦. આ પ્રકારે પરમેશ્વરની પાસે જે કોઈ માગે છે, તેમની માગણી કદી પણ નિષ્ફળ નીવડતી નથી. તેમને ઈશ્વરનો પ્રસાદ પ્રાપ્ત થયા વિના રહેતોજ નથી. દીન અંતઃકરણથી જે કોઈ તેની પાસે દયા માગે છે, તેને શાંતિ, આરામ, આનંદ વગેરે પ્રદાન કરવાને માટે પ્રભુ સમર્થ છે.

૨૧. ભક્તવત્સલ પ્રભુ પોતાના ભક્તોને કદી પણ નિરાશ કરતો નથી. તે દીનજનોની પ્રાર્થના સાંભળવા કાન ધરે છે. દુબળાંઓને સહાય કરવામાં આઘુંપાછું જોતો નથી. બધો ભાર તેના ઉપર નાખી શાંત મનથી આપણે ધીરજ ધરવી જોઇએ.

૨૨. એટલા સારૂ સદ્ભક્તોએ વિશ્વાસુ અંતઃકરણથી ધીરજ રાખવી. યોગ્ય સમયે પોતાના અનંત ભંડા-

રમાંથી દયા, ક્ષમા, જ્ઞાન, પવિત્રતા ઇત્યાદિ અધ્યાત્મ રત્નો મહાસમર્થ પ્રભુ પોતાના ભક્તોને આપ્યા વિના રહેતોજ નથી. માત્ર વિશ્વાસને મજબૂત કરવો જોઈએ. પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા રાખવી જોઈએ.

૨૩. આ પ્રમાણે દરેક સ્હવારે ઈશ્વરભક્તિ કરવી. એથી કરીને સદ્‌ભક્તોના અંતરાત્માઓ શાશ્વત આનંદનો ઉપભોગ કરીને સદા સંતોષી રહે છે, ને સંસારનાં અનેક સંકટોથી પ્રાપ્ત થનારી પીડાઓ દૂર થાય છે, અને ચિત્તના તમામ સંતાપ શમી જાય છે.

૨૪. આશીર્વચન માગ્યા પછી સર્વેએ ઊભા રહીને આરતી બોલવી. ત્યાર બાદ નમ્રભાવથી માથું નમાવી પ્રભુને ત્રણ વાર નમસ્કાર કરવા.

૨૫. છેવટે હરખભર્યા અંતઃકરણથી શાંતિઃ શાંતિઃ શાંતિઃ, એમ ત્રણવાર બોલવું.

---

## ૫.
## નિત્યભોજન.

૧. વિચાર વિનાના એવા પશુઓજ ઇશ્વરનું સ્મરણ કર્યા વિના કે તેને યાદ કર્યા વિના અન્ન ખાય છે. તો જે કોઈ ઇશ્વરને યાદ કર્યા વિના ભોજન કરે છે તેઓ

પશુ સમાન નથી કે ? ગાય, ભેંશ, બળદ, ઘોડા વગેરે પાળેલાં જનાવરો અથવા સિંહ, વાઘ, વરૂ વગેરે વનની અંદરનાં જનાવરો, શરીરના પોષણને માટે પોતપોતાનું ખાવાનું ખાય છે. તેવીજ રીતે જો મનુષ્ય પ્રાણી પોતાનો ખોરાક કેવળ શરીરના પોષણ અર્થેજ ખાશે તો તેને પણ જનાવરની પંક્તિમાંજ ગણવો પડશે. એવા મનુષ્યોને નરપશુની સંજ્ઞાજ યોગ્ય ગણાશે.

૨. ખરેખર આવી રીતે કેવળ પેટભરા મનુષ્યો પશુવૃત્તિવાળાજ છે, એમાં શક નથી. ધાર્મિક માણસો આવી રીતે કદિ પણ અન્ન ગ્રહણ કરતા નથી.

૩. આપણા હમેશના અનાજ પાણીમાં ઈશ્વરકૃપાનો અનુભવ કરીને જેઓ અન્ન ગ્રહણ કરે છે, અને જળ પીએ છે, તેઓ ખરેખર ધન્ય છે !

૪. આ જડ દેહના પોષણાર્થે સાક્ષાત્ ઈશ્વરજ આપણને અનાજ અને પાણી પૂરાં પાડે છે, એટલા માટે તેનું નામસ્મરણ કરીને જેઓ તેની બક્ષીસનો સ્વીકાર કરે છે, તેઓ પાપથી મુક્ત થાય છે, એમાં શક નથી.

૫. કેવળ પેટભરા લોકો ખાવું પીવું અને મોજ માણવી એમાંજ પોતાનું આયુષ્ય ગાળે છે; અને આખરે પોતાનો વિનાશ કરે છે. તમે તેમના જેવા થશો નહિ.

૬. તમારૂં ભોજનગૃહ તે કંઈ ખાઈપીને મોજમજાહ મારવાનું સ્થાન નથી; પણ પરમાત્માએ આપેલું આ શરીર, તેનીજ કૃપાથી પ્રાપ્ત થનારી અન્નમય શક્તિથી રક્ષણ કરવાનું પવિત્ર સ્થાન છે. એમ ત્હમે સમજજો.

૭. સ્નાન સંસ્કારથી જેવી રીતે શરીરશુદ્ધિની સાથે ચિત્તશુદ્ધિ પણ થાય છે અને થવીજ જોઈએ, તેવી રીતે અન્ન સંસ્કારથી આ જડ શરીરના પોષણની સાથે અંતરાત્માનું પણ પોષણ થાય છે.

૮. શાસ્ત્રનું વચન પણ એમજ છે:—

શ્લોક

अश्नीथ वाथ पिबथ कुरुथ वाथ यत्ततः ।
यूयं कुरुत तत्सर्वं माहिम्ने परमेशिनुः ॥

અર્થ—ખાવું, પીવું અથવા બીજું જે કાંઈ કાર્ય ત્હમે કરો તે બધું પરમેશ્વર પ્રીત્યર્થે કરો.

૯. રોજની પ્રાતઃ ઉપાસના થયા પછી યજમાન અને કુટુંબમાંનાં બીજાં સઘળાંઓએ મળીને ભોજનગૃહમાં એકઠા થવું. તે વખતે દરેકે ઉપરનું વચન પૂર્ણ રીતે ધ્યાનમાં રાખવું.

૧૦. પોતપોતાની જગ્યા ઉપર બેઠા પછી સર્વેએ અન્નદાયિની એવી જે વિશ્વમાતા (અન્નપૂર્ણા) તેને નમ-

સ્કાર કરવા. પછી ભાણું પીરસાયા પછી મુખ્ય ઉપાસકે પ્રાર્થના કરવી કે:—

૧૧. હે આનંદદાયિની માતા! આ અન્ન પવિત્ર કર. આ અન્નથી અમારા શરીરમાં દિવ્યસત્વ ઉત્પન્ન કર. આ અન્ન અને પાણીથી અમારા મનમાં હમેશાં મંગલમય વિચારો પ્રાપ્ત થઈ શકે, એવો અનુગ્રહ અમારા ઉપર કર.

૧૨. પરમાત્માના નામસ્મરણથી પાવન નહિ થએલું અન્ન અને પાણી ત્હમે ખાશો અથવા પીશો નહિ.

૧૩. ભોજન સમયે માત્ર ઈશ્વરના નામનું સ્મરણજ કરવું એટલુંજ નહિ પણ, શરીરનું પોષણ કરનારી જે આ અન્નમય શક્તિ છે તેનામાં તમામ વિશ્વની આદ્યશક્તિનું પ્રતિબિંબ છે, એવો પણ અનુભવ કરવો જોઈએ.

૧૪. અન્નમાં સદ્‌ભક્તોને પોતાના વ્હાલા પ્રભુની મૂર્તિ દેખાવી જોઈએ.

૧૫. ગળ્યા ગળ્યા પકવાનોનાં ભોજનથી જેવી રીતે આ બાહ્ય શરીર પુષ્ટ થાય છે, તેવી રીતે મનુષ્યનો અંતરાત્મા પણ પ્રેમ, ભક્તિ, પવિત્રતા વગેરે આધ્યાત્મિક પકવાનોથી તૃપ્ત થવો જોઈએ. આવા આત્મિક ભોજન વિના મીઠાં પકવાનોના ભોજનની સાર્થકતા પૂર્ણ થતી નથી.

૧૬. આ પ્રમાણે સદ્‌ભક્તોને ઘેર સ્હવારે અને સંધ્યાકાળે એમ બન્ને વખતે થતો ભોજનવિધિ અતિશય પવિત્ર ગણાવો જોઈએ.

૧૭. મહાન્ મહાન્ સંત મહંતો એજ પ્રમાણે ભોજન કરે છે, માટે ધાર્મિક મનુષ્યોએ પણ તેમનુંજ અનુકરણ કરવું.

૧૮. ત્હેમારો ખોરાક આરોગ્ય આપનાર અને શક્તિ આપનાર હોવો જોઈએ.

૧૯. ભોજનને માટે લખલૂટ દ્રવ્યનો ઉપયોગ કદિ પણ કરવો નહિ. એ તરફ થનારો ખરચ આપણી આવકના પ્રમાણમાંજ હોવો જોઈએ.

૨૦. મદ્ય-દારૂથી પોતાની કીર્તિ, દ્રવ્ય, પ્રાણ અને આત્માનો વિનાશ થાય છે, માટે તેનું સેવન કરશો નહિ. દારૂ જેવું હળાહળ વિષ બીજું કોઈજ નથી. માટે તેનો સ્પર્શ પણ કરશો નહિ

૨૧. જે પદાર્થોના સેવનથી માણસ વિચારથી ભ્રષ્ટ બનીને, તેના મનની પ્રવૃત્તિ પાપ તરફ દોરાય છે, એવા પદાર્થોથી બહુજ ચેતીને દૂર રહેજો.

૨૨. કોઈ ખાસ ધર્મસાધનાને માટે જેમણે કોઈ એક વ્રત આરંભ્યું હોય તેમણે માસાહાર કરવો નહિ.

જેઓ માંસ ખાય છે તેમનાથી મનને રોકવાનું કે ઇંદ્રિયોને મારવાનું કાર્ય જોઈએ તેવું થઈ શકતું નથી.

૨૩. રોજનો ખોરાક પૌષ્ટિક હોઇને સાદો હોવો જોઈએ.

૨૪. ખાવાના પદાર્થો ગમે એટલા મધુર કે સ્વાદિષ્ટ હોય, પણ જો તે શરીરને નુકશાન કરનારા હોય તો તે ઉપયોગમાં લેવા નહિ; કેમકે તે ખાવાથી શરીરમાં ભયંકર રોગો ઉત્પન્ન થાય છે.

૨૫. કુટુંબમાંના દરેક માણસે કઈ જાતનું અને કેટલું અન્ન ખાવું, એ બાબતો જેની તેની ઉમ્મર અને તબીયતના પ્રમાણમાં નક્કી કરવી.

૨૬. અન્ન સત્વવાળું હોવું જોઈએ, નિઃસત્વ કદી પણ હોવું નહિ જોઈએ. ખાધામાં સ્વાદ આવે અને મનને તૃપ્તિ મળે એટલા સારૂ હમેશના ખોરાકમાં વારંવાર ફેર બદલ કરવો.

૨૭. આજ ભોજનને માટે કયા કયા પદાર્થો કે વાનીઓ કરવી છે, એ નક્કી કરવાનું કામ ગૃહિણીનું છે.

૨૮. વૈદ્ય એ શરીરના આરોગ્યનો ગુરૂ છે, માટે કયા પદાર્થો ખાવા અને કયા પદાર્થો નહિ ખાવા, એનો નિશ્ચય

વેદે કરવો. એક રીતે જોતાં વૈદ્ય એ દેવોનો પ્રતિનિધિ છે, તેની આજ્ઞા ભંગ કરવાની સત્તા કોઈને પણ નથી.

૨૯. ભોજન સમયે મનની વૃત્તિ જરા પણ ખિન્ન, ઉદાસ અથવા દુઃખી રાખવી નહિ; પણ અત્યંત ઉલ્હાસવાળી, આનંદવાળી અને સંતોષી રાખવી જોઈએ.

૩૦. જમતી વખતે વચમાં ઉપયોગી સંભાષણ, ચાલુ વિષયોની ચર્ચા, સભ્યતાવાળા વિનોદ, એટલી બાબતો ચાલવા દેવી. એથી કરીને મન સુપ્રસન્ન થાય છે. પોતાના પુત્રોને આ પ્રકારે જમતા જોઈને જગન્માતા ખુશી થાય છે.

---

## ૬.
## ધંધોરોજગાર.

---

૧. સ્હવારનું ભોજન કર્યા પછી થોડીક વિશ્રાંતિ લેવી, અને પછી પોતાનો ધંધો કરવા માટે જવું.

૨. પગાર લઈને બીજાની નોકરી કરનાર હો, કે સ્વતંત્ર વેપાર રોજગાર કરનાર હો, જેણે તેણે પોતાના કામ ઉપર નિયમિત વખતે હાજર થવું જોઈએ.

૩. કારણકે કોઈ પણ કામ નિયમિત વખતે કર્યા વિના તેમાં યશ મળતો નથી. જે કોઈ આ નિયમનું

ઉલ્લંઘન કરે છે તે પોતાની સત્ય નિષ્ઠાને પામતો નથી. એટલા માટે નિયમિતપણા તરફ બેદરકાર રહેનારા લોકો ઈશ્વરના મહાન્ દોષી ગણાય છે.

૪. હમેશના કામની શરૂઆત કરવા પહેલાં ઈશ્વરની સહાયતા માગવી જોઈએ.

૫. દરેક માણસના કામકાજમાં અનેક જાતના મોહ, આફતો, અડચણો અને વિઘ્નો હોય છે. તે બધાંની સાથે ઝઘડો કરી તેના ઉપર વિજય મેળવવો, એ કાર્ય શ્રદ્ધાવાન ભક્ત વિના બીજાને માટે શકય નથી.

૬. જે પ્રપંચ સાગરમાં હમેશાં મહાન મહાન્ અભિમાની પુરૂષોની જીવનનૌકા, મોહરૂપી ખડક ઉપર અફળાઈને નાશ પામે છે તે અસીમ મહાસાગરમાં સાધારણ દુબળાં મનુષ્યોનું શું ગજું ? એટલા માટે તમામ અભિમાનનો સત્વર ત્યાગ કરો અને પોતાની જીવનનૌકાનું સુકાન પરમાત્માના હાથમાં સોંપો. તેજ તમોને સામે પાર લઈ જશે.

૭. ખેતીવાડી કે વ્યાપાર, અર્થશાસ્ત્ર, વૈદ્યક, ન્યાયશાસ્ત્ર કે યંત્રશાસ્ત્ર; તેમજ શિક્ષણ, અધ્યાપન કે સંગીત વગેરે કળાઓ; અનંતજ્ઞાનવાન એવા પરમાત્માના કરતાં, અમો અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોને વધારે સાધ્ય

છે, એમ તમે માનો છો કે? સંસાર વ્યવહાર ચલાવવાના કાર્યમાં જ્ઞાનનિધિ એવો જે પરમાત્મા, તેના કરતાં આપણે વિશેષ પ્રવિણ છીએ, એમ તમોને લાગે છે કે?

૮. સુખ અથવા સંપત્તિ ઈશ્વરકૃપા વિના શી રીતે પ્રાપ્ત થશે? એ ધ્યાનમાં રાખજો કે પ્રભુપ્રસાદ વિના એક કોડીનો પણ લાભ થઈ શકતો નથી.

૯. પરમાત્માના હે સાચા ભકતો! અભિમાન એ નાસ્તિકતાનો કેવળ ભૂલથાપ અવડાવે તેવો પડદો છે, એમ નક્કી સમજજો. તેનો એકદમ ત્યાગ કરો. ઈશ્વરપ્રસાદ માગ્યા વિના સંસારનાં કૃત્યોમાં પ્રવર્તશો તો તમારા ધંધારોજગારમાં તમોને કદિ પણ યશ નહિ મળતાં, સ્વાર્થની ખાતર ધનલોભથી અનેક તરેહનાં ઘોર પાપો કરીને, આ લોકના અને પરલોકના સુખોથી માત્ર વિમુખ થશો, એ સંપૂર્ણ રીતે ખ્યાલમાં રાખજો.

૧૦. ન્હાનાં મ્હોટાં તમામ કાર્યોમાં પોતાનો બધો આધાર સર્વસત્તાવાન પ્રભુ ઉપર રાખજો. જ્ઞાન અને બળ આપનાર તેજ સર્વસમર્થ પ્રભુ છે. અને કઠિન પ્રસંગોમાં એ સમર્થ પ્રભુનેજ સલાહ પુછજો.

૧૧. સંકટ સમયે શું કરવું અને કેવી રીતે વર્ત્તવું,

એ વિષે તે ભક્તવત્સલ પ્રભુજ તમોને કહેશે. તે વત્સલ પિતા તમોને આપત્તિકાળમાં કદિ પણ જુદાપણું બતાવશે નહિ.

૧૨. કોઈ પણ કામ કરતી વખતે તમોએ ગમે તેની નોકરી સ્વીકારી હશે, તોપણ સર્વશ્રેષ્ઠ પ્રભુ તમારા માથા ઉપર તમારો ધણી બિરાજે છે, અને તમે તેના સેવક છો. તમોએ તેની આજ્ઞા પાળવીજ જોઈએ, એ કદિ ભુલશો નહિ.

૧૩. તમો ઘેર બેઠાં શરાફીનો ધંધો આદરો, કે ભરબજારમાં દુકાન માંડી વેપાર કરો; તેમજ તમારી નોકરી કોઈ મ્હોટી પેઢી ઉપર હોય કે કોઈ રાજદરબારના મહાન્ હોદ્દા ઉપર હોય, પણ તમોએ એવો ભાવ હમેશાં જાગૃત રાખવોજ જોઈએ કે, " તમો સાક્ષાત પરમેશ્વરની પવિત્ર સેવા કરો છો અને સર્વકાળ તેની નજર નીચે છો "

૧૪. તમારો ધંધો રોજગાર અને તે કરવાનું સ્થળ એ બન્ને જેવી રીતે પવિત્ર છે તેવી રીતે તમારાં કામ કરવાનાં હથિયારો પણ પવિત્ર છે; માટે તેનો ગેરઉપયોગ કદી પણ કરશો નહિ.

૧૫. રાજાનું રાજવેત્ર, શસ્ત્રવૈદ્યનાં તીક્ષ્ણ હથિ-

ચારો, વૈદ્યનું નલિકાયંત્ર, લેખકનો કલમ ખડીયો, સુતારનો વાંસલો કે રંદો, લુહારની એરણ હથોડી, ખેડુતનું હળ વગેરે પોતા પોતાના ધંધાનાં જે પરમ પવિત્ર સાધનો છે, તે ઈશ્વરને અર્પણ કરીને તેની સેવામાં ઘસાવાં જોઈએ. તેના પવિત્ર પાદસ્પર્શથી તે પાવન થાય છે. જેઓ તેનો ગેરઉપયોગ કરતા નથી, એટલે કે હમેશાં યોગ્ય કાર્યમાં વાપરીને તેનો સારો ઉપયોગ કરે છે, તેજ પોતાના શ્રેષ્ઠધણીના વિશ્વાસુ નોકર છે. એવાઓનેજ પ્રભુ પ્રસન્ન થાય છે. એટલા માટે એવાજ સેવકો ધન્યવાદને પાત્ર છે !!

૧૬. એવા શ્રેષ્ઠ ધણીની નોકરી કરવામાં બેદરકાર રહેશો નહિ. તેણે મુકરર કરી આપેલું કામ સંતુષ્ટ મનથી, ઈમાનથી, પ્રમાણિકપણાથી અને ઉદ્યોગસહ કરવાને માટે તૈયાર રહો.

૧૭. આ શ્રેષ્ઠ ધણીની સેવા કરવામાં જેઓ કસૂર કરે છે, અથવા પોતાના કર્ત્તવ્યનો ભાગ પૂરી રીતે ભજવતા નથી, તેઓ આળસરૂપી દોષની શિક્ષાને પાત્ર થાય છે. આળસને માટે જો કોઈ શિક્ષા હોય તો તે અપવાસ છે. જે કોઈ ઉદ્યમ કરે છે તેનેજ પેટભરીને ખાવાનો અધિકાર છે; જે નિરૂદ્યમી માણસ પેટપુરતું ખાય છે તે

પોતાના ધણીનું અન્ન ચોરે છે; એટલે તે ચોરીનું કર્મ કરે છે, એમ સમજવું.

૧૮. ચાર દહાડા હદ ઉપરાંત કામ કરવું અને આઠ દહાડા સુધી ખૂબ ઊંઘવું, એવા અનિયમિતપણે પ્રભુના વિશ્વાસુ નોકરે કામ કરવું નહિ. હમેશાં ઓછામાં ઓછા ૭–૭ કલાક એકસરખી રીતે અખંડ મહેનત કરવીજ જોઈએ.

૧૯. નિત્યનું વર્તન આપણે કેવી રીતે ચલાવીએ છીએ, કેટલું કામ કરીએ છીએ, આપણને બક્ષેલી શારીરિક અને માનસિક શક્તિઓનો ઉપયોગ કેવો અને કેટલો કરીએ છીએ, તે બધાનો પૂરેપૂરો હિસાબ આપણામાંના દરેક જણને ઈશ્વરની સન્મુખ ખાસ રજુ કરવો પડશે.

૨૦. કુટુંબના પોષણને માટે જે વ્યવસાય કરવો પડે છે તે વ્યવસાય હમેશાં ઘણો મનગમતો અને આનંદપ્રદજ હોય છે એમ કંઈ નથી; તોપણ તેનાથી કંટાળવું નહિ જોઈએ. એથી કરીને ચિત્તને ઉદ્વેગ થવો ન જોઈએ. ગૃહવ્યવસાયમાં ગમે તેટલો ત્રાસ પડે અને વખતે ચીડ ચડે, તોપણ આપણું ચિત્ત તો શાંત અને સંતોષી રાખવું જોઈએ.

૨૧. કામધંધો કરતી વખતે ચિત્ત ચંચળ થઇને કદાચ લોભ, મોહ, મદ, મત્સર વગેરે મનોવિકારો પ્રબળ થાય, અથવા તો પૈસા મેળવવાની ખાતર પાપ કર્મ કરવાનો મોહ થાય, તો તુરતજ તે શાંતિધામ પરમેશ્વર તરફ દોડી જજો, અને–"હે પ્રભુ! મ્હારૂં રક્ષણ કર, પાપ મોહથી મને બચાવ, દ્રવ્યલોભથી મને દૂર કર, અને આ પ્રસંગે મને કાબુમાં રાખ." એમ કહીને તેની દયા માગજો.

૨૨. નિરંતર ઉદ્યોગ કરવાને માટેજ ઇશ્વરે આપણને જન્મ આપ્યો છે; માટે હમેશાં સંતોષી અંતઃકરણથી મહેનત કરો. જેઓ ઘણી ખુશીથી મહેનત કરે છે, તેઓ જ્ઞાન, આરોગ્ય અને પવિત્રતાને પ્રાપ્ત કરી આલોક અને પરલોકમાં સુખી થાય છે.

૨૩. વિશ્વાસપૂર્વક મહેનત કરવી એ ઈશ્વરની મહાન ઉપાસના કરવા બરાબર છે. જેઓ પોતાની શક્તિનો આ પ્રકારે ઉપયોગ કરે છે, તેઓ વિશ્વની આદ્યશક્તિની ઉત્તમ ભક્તિ કરનારા છે, એમ જાણવું. તે અનંત શક્તિવાન્ વિશ્વનાયકની પ્રબળ ઇચ્છાના પ્રવાહમાં, આપણી ઇચ્છાઓને વિસારી મુકીને, અંતે તેના અગાધ મહાસાગરમાં પોતાનું જીવન સરસ રીતે ન્હવડાવે છે–શુદ્ધ

કરે છે, તેઓ એક રીતે ઉત્તમ પ્રકારનું યોગસાધન કરે છે એમ જાણવું. એવાઓના જીવનને ધન્ય છે! તેમનું સુચરિત્રધન્યવાદને પાત્ર છે!

૨૪. પોતાનો હમેશનો વ્યવસાય, તે એક મહા જોરજુલમનું કામ છે, એમ સમજીને જેઓ અસંતોષી મનથી કામ ઉપર જાય છે, અને તે કામ કરતી વખતે ઈશ્વરનું નામ લેતા નથી, તેમજ સાંજે કંટાળી,–થાકીને જેઓ ઘેર આવે છે તેઓ ખરેખર નાસ્તિક છે.

૨૫. ખરો આસ્તિક ભક્ત સાંજે પોતાના કામ ઉપરથી પોતાના ઘર તરફ પાછો ફરતી વખતે અંતઃકરણમાં ઉલ્હાસવૃત્તિથી અને ઉપકાર બુદ્ધિથી વિશેષ આનંદી બને છે. તેઓનો આત્મિકઆનંદ તેમના મુખ ઉપર રમતો રહે છે. એવા સાચા ભક્તોજ પ્રભુના ખરેખરા સેવકો છે. એવાઓની પ્રભુસેવા ધન્યવાદને પાત્ર છે, એમાં શક નથી.

---

## ૭.
## મનરંજન.

૧. નિત્યનું કામ પૂરું કર્યાં પછી મનરંજન કરવા માટે સાંજે કોઈ પણ જાતની રમત ગમતની જરૂર છે; પરંતુ તે સાદી અને નિર્દોષજ હોવી જોઈએ.

૨. મહેનત અને આરામ, કામ અને મનરંજન એ બન્ને ઈશ્વરેજ બક્ષેલાં છે, એટલા માટે તે સર્વ પવિત્ર છે.

૩. સર્વ સત્તાવાન પ્રભુ પોતાના દરેક સેવકની પાસે સંપૂર્ણ અંતઃકરણથી કામ કરાવે છે, અને તે પછી તેના પ્રમાણમાંજ દરેકને આનંદની બક્ષીસ વહેંચી આપે છે. સ્ત્રી પુરૂષો, છોકરાં છૈયાં એ સર્વને માટે, તેમની યોગ્યતાના પ્રમાણમાં પરમદયાળુ પ્રભુએ મનરંજનના માર્ગો યોજી રાખ્યા છે.

૪. કર્તવ્યથી બેદરકાર રહીને જેઓ પોતાનો બધો વખત મોજશોખમાં ગુમાવે છે, તેઓ જેમ ગુન્હાને પાત્ર છે, તેમ વિશ્રાંતિ લીધા વિના અને મનને ગમત આપ્યા વિના જેઓ સતત મહેનત કર્યા કરે છે, તેઓ પણ દોષને પાત્ર છે. એવા લોકોએ હમેશાંને માટે સ્મશાન નિવાસ સ્વીકાર્યો છે, અને પોતાનું જીવન અખંડ શોકમય બનાવી દીધું છે, એમ કહેવાને માટે કોઈ જાતની અડચણ નથી.

૫. સ્વર્ગમાં શોકનું નામ નિશાન કંઈ નથી, કારણ કે પરમેશ્વર કંઈ ક્રૂર, નિર્દય, પાષાણ હૃદયનો ધણી નથીજ.

૬. હમેશાં આનંદવિનાની સ્થિતિમાં રહેવું એ

પવિત્રપણું ક્યાંનું ? અને સર્વદા દુઃખ કરતા રહેવું એમાં મોક્ષની પ્રાપ્તિ ક્યાંથી ?

૭. "કામને પ્રસંગે કામ, અને આનંદને વખતે આનંદ કરો," એવી ઇશ્વરની આજ્ઞા છે.

૮. ઉદ્યોગ કરવો એ જેમ આદ્યશક્તિની પૂજા છે, તેમજ મનરંજન એ પણ તે આનંદસ્વરૂપ પરમાત્માની આરાધનાજ છે.

૯. હે સદ્ભક્તો ! જેવી રીતે પ્રભુ કામ કરે છે અને આનંદ માણે છે, તેવી રીતે ત્હમે મહેનત કરો અને તે પછીજ વિશ્રાંતિ મેળવો.

૧૦. પ્રભુની શક્તિથી જેઓને કામ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાયછે, અને જેઓનામાં તેનો શાશ્વત આનંદ નિવાસ કરેછે, તેઓ ધન્યવાદને પાત્ર છે.

૧૧. મનરંજનાર્થે અનેક પ્રકારની મોજમજાહ કરતી વખતે ત્હમારૂં મુખકમળ સ્વર્ગીય આનંદથી પ્રફુલ્લિત અને તેજસ્વી દેખાવું જોઇએ.

૧૨. કોઇપણ પ્રકારના આનંદની અથવા તો સુખભોગની પરમાવધિ થાય તે હિતકારક નથી. એથી કરીને મનુષ્યનું મન ભ્રષ્ટ થઇને તેના આત્મામાં લઘુતા અને વિષયલુબ્ધપણું ઉત્પન્ન થાય છે.

૧૩. વિષયીજનો સ્ત્રીસમાગમ અને મદિરાપાનદ્વારા સુખ ભોગવવાની ઇચ્છા રાખે છે; પરંતુ તેઓ તુરતજ ફસાય છે. એવા હજારો લોકો હમેશાં દુર્વ્યસનના ચક્કરમાં સપડાઇને પોતાના સર્વસ્વનો વિનાશ કરી નાખે છે.

૧૪. વિનાશનાં એ બે સાધનોથી સુજ્ઞજનો સર્વ પ્રકારે દૂર રહે છે.

૧૫. મનુષ્યજાતિ માટે વ્યભિચાર અને મદ્યપાન, એ બેના જેવું આ પૃથ્વી ઉપર બીજું જીવતું નરક નથી. આ રૈરવ નરકમાં વસનારા દુષ્ટજનો જાતિભ્રષ્ટ થએલા માનવ રાક્ષસો છે, એમ સમજીને હેમની છાયામાં પણ ઉભા રહેવું નહિ. તેમનો શ્વાસોશ્વાસ તે કેવળ કાલકૂટ વિષ જાણવું ! અને હેમનો સ્પર્શ તે નારકીય આભડછેટ છે !!

૧૬. જારિણી સ્ત્રીના સમાગમથી સુખ મેળવવાની, અથવા તો હેના મુખના અવલોકનથી આનંદ મેળવવાની દુષ્ટ ઇચ્છા જેના મનમાં ઉત્પન્ન થઇ, હેને મૃત્યુએ ઘેર્યો છે, એમજ જાણજો !

૧૭. અવિચારી અને અલ્પ અનુભવવાળા યુવાન ગૃહસ્થો, એશઆરામી, વિલાસી અને ચીકણા સ્વભાવની સ્ત્રીયોની સાથે વિશેષ ભાષણ, સહવાસ અને હાસ્ય-

નોદ કરેછે, તેવી રીતે ત્હમે સહજ પણ કરશો નહિ; મકે આવી જાતની ઠઠ્ઠામશ્કરીથી મનની પ્રવૃત્તિ પાપ રફ દોરવાતાં વિલંબ લાગતો નથી.

૧૮. દ્યૂત કે જુગાર રમશો નહિ. એથીક રીને વિનાશ અને વિપત્તિ પ્રાપ્ત થાય છે

૧૯. રોજ કેવી જાતની ગમત કરવી, અને ત્હેમાં ટલો સમય ગાળવો, એ વિષે ત્હમે પ્રત્યક્ષ પ્રભુનેજ પૂછજો. કેવળ પોતાના વિચાર ઉપર વિશ્વાસ રાખીને પોતાને હાની કરશો નહિ.

૨૦. શરીરને અને મનને જે હિતકારક હોય તેવીજ રમતો રમજો. માત્ર એ રમતો નિર્દોષ હોવી જોઇએ.

૨૧. એવી રમતો અનેક છે. એકજ જાતની રમત રમીને મનને કંટાળો આવે નહિ તે માટે રોજ નવી નવી રમતો રમવી.

૨૨. બધી રમતગમતોમાં ગાયન જેવી અતિશય શ્રેષ્ઠ ગમત બીજી કોઈ નથી. ઉંચું સંગીત આ લોકમાં સ્વર્ગના અનુભવને આપે છે.

૨૩. ગાવાથી થાક ઉતરી જાય છે, દુઃખ ભૂલી જવાય છે, ચિંતા દૂર થાય છે, મનોવિકારનું શમન થાય છે, મોહની સાથે લડવાનું બળ પ્રાપ્ત થાય છે, અંત-

રાત્માને આનંદ મળે છે, અને મનુષ્ય અધિકાધિક ભક્તિમાન થાય છે.

૨૪. અપવિત્ર, અનીતિમાન અને વિષયી કર્મો જેવાં નીચ કર્મોમાં જેઓ ગાયનકળાનો ગેરઉપયોગ કરે છે ત્હેમને ધિક્કાર છે. મનની નીચ પ્રવૃત્તિઓ વધારીને મનુષ્યને મદોન્મત્ત બનાવનારા ગાયનથી જેઓને આનંદ પ્રાપ્ત થાય છે, તેમજ કપટરૂપી જાળ ફેલાવનારી વેશ્યાઓના હાવભાવવાળા ગાયનોથી જેનું ચિત્ત તદ્રૂપ થઈ જાય છે, તેઓ પોતાના અને બીજાના આત્માઓનો પણ વિનાશ કરી નાખે છે.

૨૫. શુદ્ધ અને પવિત્ર સંગીત એ માનુષી પદાર્થ નથી, પણ દૈવી છે. સિતાર, મૃદંગ, બીન, વીણા વગેરે વાદ્યોના મધુર સ્વરો જ્યાં લહેરાય છે, ત્યાં આનંદદાયિની વિશ્વવિમોહિની જગજ્જનની નિવાસ કરે છે. જે ગાયનમા તેની પ્રતિભા અને નિવાસ નથી તે ગાયન ગમે તેટલું સુસ્વરિત અને મધુરૂં હોય તોપણ તે અમંગળ છે, એમ જાણવું; કેમકે એથી દિવ્ય આનંદ મળતોજ નથી.

૨૬. ગાયન અને વાદ્ય એ બન્નેને સદ્ભક્તોએ પવિત્ર ગણવાં ત્હેમનો ગેરઉપયોગ કરીને તેમને ભ્રષ્ટ થવા દેવાં નહિ. શુદ્ધ અને પવિત્ર સંગીતની સ્વરલહરીથી જે ઘર

હમેશાં પાવન થાય છે, ત્યાં હમેશાં શાંતિ, વિરામ અને ઐક્યભાવનો નિવાસ રહે છે.

૨૭. તમારાથી બની શકે તો રંગભૂમિઉપર થનારી નાટ્યકળાદ્વારા મનરંજન અને નીતિશિક્ષણનું ઐક્ય કરો. ઉત્તમ નાટકથી મનરંજનથવા ઉપરાંત બોધ પણ મળે છે.

૨૮. નાટ્યકળામાં ઇશ્વરે અદ્ભુત બળ મૂકેલું છે. એ દ્વારા જેઓ પોતાનું અને બીજાનું હિત સાધી શકે છે તેઓ બેશક ધન્યવાદને પાત્ર છે.

૨૯. સારાં નાટકોથી ઘણા પાપીઓ સન્માર્ગમાં દોરાયા છે, સમાજના અનેક દુષ્ટ રિવાજોનો વિલય:થયો: છે, દુઃખી અંતઃકરણને આનંદનો લાભ થયો છે, ઉદ્વેગવાળા ચિત્તમાં ધીરજ આવેલી છે, દુર્વ્યસનોથી લોકોનું રક્ષણ થયું છે, અને ઘણાઓમાં નૂતન જીવન રેડાયું છે.

૩૦. એટલા માટે યુવાન ગૃહસ્થોએ ભેગા મળી સદ્બોધ અને જ્ઞાનથી સંપૂર્ણ એવો કોઈ પૌરાણિક અથવા નવો રચેલો કથાભાગ કોઈ કોઈ પ્રસંગે નાટકના રૂપમાં ભજવી બતાવવો, અને તેવડે પોતાનું તથા પોતાના મિત્રોનું મનરંજન કરવું. માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે એવા પ્રસંગો વારંવાર લાવવા નહિ.

૩૧. એવે પ્રસંગે બધાઓએ સંભાળ રાખવી જોઇએ. દુષ્ટ સ્ત્રીયો અથવા દુર્વ્યસની પુરૂષોને આવા કાર્યમાં ભૂલેચૂકે પણ સામેલ થવા દેવા નહિ. કોઈ પણ જાતનો અયોગ્ય તથા બિભત્સ પ્રકાર થવા દેવો નહિ. જેથી કરીને અંતઃકરણ ભ્રષ્ટ થઇને નીતિનો બગાડો થવાનો ભય હોય એવી બાબતોથી બહુ સાવચેત રહીને દૂર રહેવું જોઇએ. તેમજ જેથી કરીને આરોગ્યતાની હાનિ થઇને શરીરપ્રકૃતિ ખરાબ થવાનો સંભવ છે એવી ટેવો બાબત અને દુર્વ્યસનોથી ઘણુજ ચેતીને રહેવું જોઇએ. ટુંકામાં એવી જાતની રમતગમતોથી પોતાનાં નિત્યનાં અને વિશેષ મહત્વનાં કર્તવ્યોમાં કદિ પણ બેદરકારી આવવા દેવી નહિ.

૩૨. નાટકની રંગભૂમિ અને તે ઉપરનો બધો સામાન ઈશ્વરને અર્પણ કરો. આખા વિશ્વનો સંચાલક પ્રભુ કે જે વિશ્વનો સૂત્રધાર છે, તે ત્હમારી રંગભૂમિ ઉપર ઊભો છે, અને ત્હેની સામે ત્હમે નૃત્ય, ગીત વગેરે કરો છો, એવો મંગલમય ભાવ અંતઃકરણમાં સદા જાગૃત રાખો.

૩૩. આ રમતગમતો ઉપરાંત કોઈ કોઈ વખતે સાયંકાળે મિત્રમંડળને પોતાને ઘેર નિમંત્રણ કરીને સર્વેએ એકત્ર થઈ ઉપહાર કરવો. એક બીજાની સાથે વિવિધ

વિષયો ઉપર સંભાષણ કરવું. આવી જાતના સુહૃત્સમાગમથી એક બીજામાં મિત્રભાવ વધીને બંધુત્વભાવનો વધારો થાય છે.

૩૪. તેમજ અંતઃકરણના મિત્રો સાથે બગીચાઓમાં અથવા ઉપવનોમાં ફરવા જઇને મિત્રસમાગમનું સુખ અનુભવવું. કદિ જંગલમાં અથવા પર્વતઉપર, કદિ સુંદર નદી તીરે કે પ્રશાંત મહાસાગરને કિનારે, એકાંત સ્થળે બેસીને રમણીય સૃષ્ટિશોભાનું અવલોકન કરીને, જગતનો ચલાવનાર જે પરમાત્મા ત્હેની સાથે સમાગમ કરવો.

૩૫. સાધારણ વ્યવહારમાં બધાની સાથે ખુલ્લા દિલથી વર્તવું, હસી ખેલીને રહેવું, કઠોર વચનોથી કોઈનું પણ મન દૂભવવું નહિ, સર્વદા ન્હાના મ્હોટા સાથે બંધુભાવથી વર્તીને સર્વનો પ્રેમ મેળવવો.

---

## ૮.
## અભ્યાસ અને વાંચન.

---

૧. સ્હાંજે જમવા પહેલાં કે જમવા પછી કુરસદને વખતે બોધદાયક ગ્રંથો કે માસિક પુસ્તકો વાંચવાં.

૨. માણસ એ શરીર, આત્મા અને મન એ ત્રણથી બનેલ છે. તેમાંથી શરીરનું પોષણ થવા માટે અન્ન

જોઇએ છે, અને આત્માનું પોષણ થવા માટે ભક્તિનો ખોરાક જોઇએ છે. તેજ પ્રમાણે મનનું પોષણ થવા માટે તેને જ્ઞાનરૂપી ખોરાકની જરૂર છે. એ વિના ત્હેનામાં રહેલી શક્તિઓ પૂર્ણાવસ્થામાં પહોંચી શકતી નથી.

૩. ત્હમારૂં વાંચન નકામું, નિરૂપયોગી ન હોવું જોઇએ. જે વાંચનથી ત્હમારાં અંતઃકરણ ભ્રષ્ટ થવાનો સંભવ હોય, તેવી જાતનાં પુસ્તકો ત્હમે બિલકૂલ વાંચશો નહિ.

૪. ગ્રંથો એ આપણા મિત્ર તરીકે છે. દુર્જનની સોબતથી મનુષ્ય જેમ ત્વરાથી બગડે છે, તેમ ખરાબ પુસ્તકોના વાંચનથી મનની પ્રવૃત્તિ દુરાચરણ તરફ દોરાતાં બહુ વિલંબ થતો નથી. એટલા માટે એવાં પુસ્તકોનો ત્હમે સ્પર્શ પણ કરતા નહિ.

૫. ઉત્તમ ગ્રંથો સમાન બીજો કોઇ શ્રેષ્ઠ સત્સમાગમ નથી. માણસ જાતને માટે એવા ગ્રંથો જેવો બીજો કોઇ વિશ્વાસુ અને શ્રેષ્ઠ ગુરુ નથી.

૬. ગ્રંથોને વાચા નથી, છતાં મુશ્કેલીની વખતે તે કિંમતી સલાહ આપે છે, તેમજ ત્હેમને હાથ નથી, છતાં તે દુઃખી જનોનાં આંસુઓ લોહે છે.

૭. દરેક ગૃહસ્થે ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ કરવો, અને તે સંગ્રહ જ્ઞાનસ્વરૂપ ઈશ્વરને અર્પણ કરવો.

૮. શક્તિના પ્રમાણમાં કોઇ કોઇ પ્રસંગે સારાં પુસ્તકો વેચાતાં લેવાં, અને દિનપ્રતિદિન એ સંગ્રહ વધારતા જવું.

૯. દરેક કુટુંબમાં આવી તરેહનો ગ્રંથસંગ્રહ હોવો જોઇએ. તે ન્હાના પ્રમાણમાં હશે તોપણ ચિંતા નહિ; પણ જુદા જુદા દેશમાં જે ઉત્તમ ઉત્તમ ગ્રંથકારો થઇ ગયા છે ત્હેમના સારા સારા ગ્રંથો ત્હેમાં અવશ્ય હોવાજ જોઇએ.

૧૦. શરીરના પોષણને માટે ખોરાકના જુદા જુદા પ્રકાર પાડવા પડે છે, તેવી રીતે મનનો ખોરાક જે જ્ઞાન ત્હેના ભિન્નભિન્ન પ્રકાર હોવા જોઇએ. માટે ત્હમારા ગ્રંથસંગ્રહમાં વિવિધ વિષયોનાં પુસ્તકો હોવાં જોઇએ.

૧૧. પદાર્થવિજ્ઞાન, કાવ્ય, નાટક, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, સત્પુરૂષોનાં ચરિત્રો, બોધદાયક કથાઓ, પ્રવાસનાં વર્ણનો, નામાંકિત વક્તાઓનાં ભાષણો વગેરે સઘળા વિષયોના ગ્રંથોનો સંગ્રહ કરવો; અને વિશેષે કરીને દરેક રાષ્ટ્રમાંના ધર્મગ્રંથોનો ખાસ સંગ્રહ કરવો.

૧૨. એવા ગ્રંથો ઉત્તમ પ્રકારનું ધન છે એમ સમજી ત્હેનું સારીરીતે જતન કરવું. તેમાં ઈશ્વરી સત્યોનો

ભંડાર છે, એ સારીરીતે ધ્યાનમાં રાખીને ઘણું જતન કરી તેનું શ્રદ્ધાપૂર્વક પઠન કરવું.

૧૩. નીતિશાસ્ત્રસંબંધી, ઇતિહાસસંબંધી અથવાતો સૃષ્ટિજ્ઞાન વિષયક કોઇપણ શાસ્ત્ર સંબંધી જે કાંઈ સત્યો છે, તે સાક્ષાત્ ઈશ્વરથી પ્રાપ્ત થએલાં છે, એટલા માટે તે ઇશ્વરદત્ત બક્ષીસ છે, એમ જાણીને તેનો સદ્‌ભાવપૂર્વક આદરસત્કાર કરવોજ જોઈએ.

૧૪. આપણું રોજનું વાંચન નિયમિત હોવું જોઇએ. અતિ વાંચનનો દોષ સહજ પણ થવો જોઇએ નહિ.

૧૫. અતિભોજનથી જેવી રીતે શરીરને કષ્ટ થાય છે તેવી રીતે અતિવાંચનથી મનને ત્રાસ ઉપજે છે.

૧૬. ખાધેલો ખોરાક પાચન નહિ થવાથી શરીરમાં ભયંકર વ્યાધિઓ થાય છે.

૧૭. તેજ પ્રમાણે અગણિત ગ્રંથો એક સરખા વાંચી જવાથી મન ત્હેનો ભાર સહન કરી શકતું નથી, અને તેથી ત્હેની તમામ શક્તિઓ ક્ષીણ થાય છે, જેના પરિણામમાં ત્હેનામાં વિચાર કરવાનું બળ રહેતું નથી.

૧૮. ખરો વાંચનાર હોયછે તે તો રોજ થોડાંજ પાનાં વાંચેછે, અને તેપણ બરાબર મનન કરીને ત્હેમાંનો વિષય પોતાનો કરી લીધા વિના આગળ વાંચતોજ નથી.

૧૯. વાંચનનો મુખ્ય ઉદ્દેશ કેવળ માહિતીજ મેળવવી કે મનરંજન કરવું એટલોજ નથી, પણ વિચારદ્વારા મનની સુધારણા કરીને ત્હેની તમામ શક્તિઓને પૂર્ણરૂપમાં ખીલવવી એ છે.

૨૦. વિચાર એ મનનો પાચનરસ છે. પાચનરસથી પેટમાં અન્નનું પાચન થઈને તેનો પરિપાક થાય છે, તેવી રીતે વિચારથકી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તેથી કરીને માણસનામાં ડહાપણ આવે છે. માહિતી મેળવવાથી અનુભવ પ્રાપ્ત થાયછે, અને ગ્રંથોમાં જે કંઈ કહ્યું હોય છે તેથી આત્માનું પોષણ થાય છે.

૨૧. એટલા માટે, અતિશય વાંચનની, અતિશય અભ્યાસની અથવા અનેક બાબતો મગજમાં ભરી રાખવાની લાલસા રાખવી નહિ. ધ્યાન અને મનનદ્વારા સ્વતંત્રપણે વિચાર કરવાનું બળ વધારીને પોતાનો બુદ્ધિવૈભવ કાયમ રાખવાની ઇચ્છા રાખવી.

૨૨. ત્હમે જે જે વાંચો ત્હેનાં સાધક બાધક પ્રમાણોનો વિચાર કરીને શાંત મનથી મનન કરજો. ત્હેમાંથી જે સત્ય નીકળે ત્હેનું ગ્રહણ કરજો, અને તે પ્રમાણે વર્તન કરવાનો સતત પ્રયત્ન કરજો.

૨૩. આખી જીંદગી વાંચવામાં જાય, અને સેંકડો ગ્રંથો વાંચીને ઉથા નાખવામાં આવે તોપણ જેના મનનું

શંકાશીલપણું જતું નથી અને જેને સત્યની પ્રાપ્તિ થતી નથી, ત્હેનું વાંચન માત્ર ઉપલકીયુંજ છે, એમ જાણવું.

૨૪. ખરૂંજ છે કે સમુદ્રની સપાટી ઉપર તરનારને પાણી ઉપર તરનારાં ઘાસ પાંદડાંજ મળશે ! તળિયાંમાં ડૂબકી માર્યા સિવાય સત્યરૂપી મોતી ક્યાંથી મળી શકશે ?

૨૫. ઉપલકીયું વાંચન વાંચનાર વિચારશૂન્ય પુરૂષે જોકે હજારો ગ્રંથો વાંચ્યા હોય તોપણ તેથી તેને કોઈ જેટલું પણ જ્ઞાન થશે નહિ. પરંતુ વિચારશક્તિવાળા વાંચકે કોઈપણ ગ્રંથનું એકજ પાનું વાંચ્યું કે ત્હેને ત્હેમાં અપારજ્ઞાનનો ભંડાર જણાઈ આવે છે.

૨૬. જ્ઞાન મેળવવા માટે કંટાળો ખાશો નહિ. ગમે તેટલા ઘરડા થાઓ તોપણ વિદ્યા પ્રાપ્ત કરવામાં શરમાવું નહિ. શરીર પૃથ્વી ઉપર પડતાં સુધી કસીને જ્ઞાન મેળવો.

૨૭. સર્વનો શ્રેષ્ઠ ગુરુ જે પરમેશ્વર ત્હેના ચરણ-કમળમાં રહીને જ્ઞાન મેળવવાના કામમાં હમેશાં કસીને મહેનત કરવી, એના જેવું મહાભાગ્ય બીજું નથીજ.

૨૮. જગત્ એ એક મહાન્ શાળા છે, અને ત્હેમાં આપણે વિદ્યાર્થી બની જ્ઞાન અને અનુભવ મેળવવા માટે આવ્યા છીએ, અને અહીંયાં આપણો વિદ્યાભ્યાસ સારી-રીતે પૂર્ણ કરીને એક દિવસે સ્વર્ગમાં પરિક્ષા આપવા માટે આપણે સર્વેએ જવુંછે, એ હમેશાં ધ્યાનમાં રાખવું.

૨૯. કાલ્પનિક નવલકથાઓ ઉપર લોભાશો નહિ. ત્હેના વાંચનના મોહમાં ફસાશો નહિ. તે વાંચવાથી થોડા વખત સુધી મનનું રંજન થશે, અને કદાચ કલ્પના-શક્તિનું સમાધાન પણ થશે એ ખરૂં છે, પરંતુ એથી વિચારને માટે લાયક ખોરાક નહિ મળવાથી મન સંતોષ પામશે નહિ.

૩૦. જેને નવલકથા વાંચવાનું ગાંડપણ લાગેલું હોયછે તે કેવળ પડછાયાનું ભક્ષણ કરીને, કલ્પનાસૃષ્ટિમાં નિવાસ કરેછે, એમ કહેવામાં કોઈ જાતનો બાધ નથી.

૩૧. ગંદા અને અમંગળ વિચારવાળા ગ્રંથોને ત્હમે સ્પર્શ પણ કરશો નહિ.

૩૨. નાસ્તિક ગ્રંથોથી ચેતતા રહેજો; કેમકે ત્હેમાંના વિચારો અપવિત્ર અને ભયંકર હોયછે.

૩૩. ઈશ્વરનું મંગળમય અસ્તિત્વ નહિ સ્વીકારીને ત્હેની નિંદા કરનારા ગ્રંથોનો પ્રવેશ ઘરમાં થવા દેશોજ નહિ. એવા ગ્રંથોથી ત્હમારૂં ગૃહ અભડાવા દેશો નહિ.

૩૪. નાસ્તિકમતનું પ્રતિપાદન કરનારા તમામ ગ્રંથો મનુષ્યના અને ઈશ્વરના મહાન્ દુષ્ટ શત્રુઓ છે, એમ સમજજો, અને ત્હેની છાયામાં પણ ઊભા રહેશો નહિ.

૩૫. દરેક દેશમાંના ધર્મગ્રંથો ઈશ્વરીજ્ઞાનના મહાન ભંડારરૂપ છે. માટે તે સર્વેને એક સરખા વંદનીય ગણુવા જોઇએ.

૩૬. હે ધર્મશીલ શિષ્યો ! ત્હેમારા બધા વાંચનથી અને અભ્યાસથી નવવિધાનનું વિશેષ ગૌરવ થઈ શકે તેમ કરો.

---

૯.

## દાનધર્મ.

૧. જે ઘરમાં નિત્યનિયમથી ગમે તેટલી ઉપાસના થતી હશે, અને ઈશ્વરની પ્રાર્થનાના અવાજોથી આખું ઘર ભરાઈ જતું હશે, તોપણ તે ઘરમાં જો દાનધર્મ થતાં નહિ હશે તો તે ઘર ઈશ્વરનું નથી, એમ જાણવું.

૨. ફળ વિના વૃક્ષ જેમ નકામું છે; તેમ દાનધર્મ વિનાનો લૂખો ભક્તિભાવ એ શુષ્ક અને શૂન્ય જેવો છે.

૩. જેનું અંતઃકરણ પોતાના જાતભાઈઓને માટે લાગણી ધરાવતું નથી, એવાઓનાથી પોતાના પિતા ઉપર પોતાનો અતિશય દૃઢ પ્રેમ છે, એમ મ્હોએ ગમે તેટલું બોલવામાં આવે, તોપણ તે સઘળું ઢોંગ અને દંભ છે, એમ

જાણવું. એવા લોકો સ્વાર્થ ઉપર દાંભિકભક્તિની પીછોડી ઢાંકવાનો પ્રયત્ન કરેછે, એમ નક્કી જાણવું.

૪. પરંતુ જેઓના મનમાં ભક્તિની ખરી લગની લાગેલી હોયછે, ત્હેમનું મન પ્રેમથી સર્વદા ઊભરાતું રહેછે. તેઓના માનસસરોવરમાંથી પ્રેમના પ્રવાહો ફૂટીને ચારે તરફ વહેવા માંડે છે, અને તેથી પાસેના અને દૂરના પ્રદેશો શાંત અને શીતળ બની પુષ્પફળોથી શોભાયમાન દેખાય છે.

૫. એટલા માટે સ્વાર્થ જેવો દુષ્ટ ઘાતકીશત્રુ બીજો કોઈજ નથી એમ જાણીને દરેક ભક્તે ત્હેનો ત્યાગ કરવો જોઈએ. આ પ્રકારે સ્વાર્થનો વિનાશ થયા સિવાય કોઈપણ ઘર અને પ્રેમ દયાનું નિવાસ સ્થાન બની શકશે નહિ.

૬. ગરીબ દુબળાંઓને જે કંઈ દાન કરવું તે ત્હેમને ધિક્કારીને કે તેઓ નીચ અથવા હલકા છે એમ સ્હમજીને કે આપણે મ્હોટા છીએ એમ અહંકાર કરીને કરવામાં આવશે તો ત્હેનો કશો ઉપયોગ થવાનો નથી.

૭. કંગાલ, ગરીબ, દુબળાં મનુષ્યોને સહાય કરવી એ આપણું પહેલું કર્તવ્ય છે, એ પૂર્ણ રીતે ધ્યાનમાં આણીને તે કર્તવ્ય બહુંજ આનંદથી કરવું જોઈએ, અને ત્હેમને જે આપવાનું તે સત્કાર સાથે આપવું જોઈએ.

૮. દાન લેનારને જો એકગણું સુખ થાય છે તો તેથી આપનારને દશગણું સુખ થાય છે, અને શાંતિ મળે છે. આપનારો કદાચ રૂપું આપતો હશે પણ ત્હેના બદલામાં ત્હેને સોનું મળે છે.

૯. ખરેખર, દાન કરવાનો મહિમા એવો છે કે ગરીબગુરબાંને; આપણે જે કંઈ આપીએ છીએ, તે પ્રત્યક્ષ ઇશ્વરને પ્રાપ્ત થાય છે.

૧૦. આવાં શ્રેષ્ઠ પરમાર્થનાં કાર્યોમાં ઉદાસી અથવા આળસ કરવાં નહિ. પોતાની સગવડ પ્રમાણે અને શક્તિના પ્રમાણમાં આપણા તરફથી જે કંઈ બની શકે તેમ હોય તે કરવા માટે હમેશાં જાગૃત રહેજો; નિદ્રામાં રહેશો નહિ.

૧૧. ઉપરાંત એ પણ ધ્યાનમાં રાખજો કે દાન કરવું તે અમુક વખતેજ કરવું એવું કાંઈ નથી.

૧૨. દાનધર્મ કરવું એ ત્હમારા ઘરમાંના નિત્ય-કર્મ તરીકે એક ગૃહકૃત્ય બનવું જોઇએ. ભક્તાના ઘરમાં દયારૂપી દેવ એક પળ પણ નિદ્રાવશ થાય એ ઠીક નથી.

૧૩. ગરીબ, દીન, દુબળાં, રોગી, અનાથ મનુષ્યો ગમે ત્યારે ત્હમારા તરફ આવે તોપણ ત્હેમને માટે ત્હમારૂં ઘર ઉઘાડું હોવું જોઇએ. તેઓને અનાજ,

કપડાં કે આશ્રય એ ત્રણમાંથી જેની જરૂર હોય તે તમારી શક્તિ પ્રમાણે તેમને અવશ્ય મળવું જોઈએ. કોઇને પણ વિમુખ જવા દેવો નહિ.

૧૪. અતિશય દરિદ્રી કે અતિ નીચ એવો કોઈ કદાચ તમારે ત્યાં આવી ચડે તોપણ તેને હાંકી નહિ મૂકતાં શાંત ચિત્તથી તેની બધી હકીકત સાંભળી લેવી, અને પછી તેની યોગ્યાયોગ્યતાનો દયાળુ અંતઃકરણથી વિચાર કરવો.

૧૫. તે દાન આપવાને યોગ્ય છે, એમ તમારા મનની ખાત્રી થતાંની સાથેજ તેને અન્ન વસ્ત્ર કે બીજું જે કંઈ જોઈતું હોય તે સદ્ભાવ સાથે આપીને તેને વિદાય કરવો.

૧૬. દર મહિને અનાજનો સંગ્રહ કરીને જેમ પોતાના કુટુંબનાં ભરણપોષણની તૈયારી કરી રાખો છો, તેમ તેજ વખતે ગરીબગુરબાંઓને દાન કરવા સારૂ પણ અનાજ લેતા જાવ. એ અનાજ ધર્માદાતરીકે સમજીને જૂદું કાઢી રાખેલું હોવું જોઇએ, અને તેનો ઉપયોગ બીજા કાર્યમાં કદિ પણ કરવો નહિ.

૧૭. તમારાં જૂનાં પુરાણાં કપડાં ગરીબોને માટે સંગ્રહી રાખતા જજો, અને જેઓને તે કપડાં ઉપયોગી થઈ પડે તેમ હોય તેમને તે આપતા રહેજો.

૧૮. પરોપકારને માટે સ્થપાયેલી મંડળીઓ અથવા સંસ્થાઓ કે ફંડોને દરમાસે તમારી શક્તિના પ્રમાણમાં કંઈ પણ નિયમિત રકમ બક્ષિસ તરીકે આપતા રહેજો, અને તે બનતાં સુધી બંધ કરશો નહિ.

૧૯. કોઈ કારણને લીધે તમારી ઉપજ ઓછી થાય અને તેટલી ઉપજ ઉપર તમારો સાંસારિક ખર્ચ પૂરો થઈ શકે તેમ ન હોય, તો પછી એ બક્ષિસો તમારી ઉપજના પ્રમાણમાં ઓછી કરજો, પણ એકદમ બંધ તો કરશોજ નહિ.

૨૦. તમોને જે દ્રવ્ય મળે છે તે સઘળું કેવળ તમારાજ સુખ માટે કે તમારાજ મોજશોખને માટે વાપરી નાખવાનો અધિકાર તમોને નથી. તમારૂં ધન તે સાક્ષાત્ પરમેશ્વરની થાપણ છે, એમ સમજીને તેનો વ્યય કરવો જોઈએ.

૨૧. " મ્હારો ભક્ત ગમે તેટલો ગરીબ અને દરિદ્રી હોય તોપણ તેણે પોતાની ઉપજનો થોડો ઘણો ભાગ પણ પરોપકાર બુદ્ધિથી ધાર્મિક કાર્યોમાં ખર્ચવો જોઈએ, " એવી પરમાત્માની આજ્ઞા છે. એ ઉપજનો ભાગ જેનો તેને ન આપવો તે બીજાના ધનનો ગેરઉપયોગ કરવા જેવું છે. પારકાદ્રવ્યનો ગેરઉપયોગ કરવાના ઘોર પાપકર્મથી દરેકે સાવધ રહેવું જોઈએ.

૨૨. પરમાત્માએ દરેક જણની પાસે પોતાની થાપણ રાખી મૂકેલી છે, તેમાંથી ગરીબોનો વિભાગ ગરીબોને આપીને તેનો આપણે યોગ્ય ઉપયોગ કરીએ છીએ, એવું દરેકે ઈશ્વરને બતાવી આપવું જોઇએ.

૨૩. દાનધર્મમાં પરોપકારનાં અનેક કામોનો સમાવેશ થાય છે. ધાર્મિક ઇચ્છાઓદ્વારા થનારાં એવાં કાર્યો અનેક છે.

૨૪. ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, અને ઉઘાડાંઓને વસ્ત્ર આપવાં, તેમજ રોગીને દવાપાણીની સગવડ કરી આપવી, માંદાઓની માવજત કરી ખબરઅંતર પૂછવી, દુઃખીજનોને ધીરજ આપવી, ઘર વિનાનાને આશ્રય આપવો, નિરાશ્રિત વિધવા સ્ત્રીઓ અને ન્હાનાં બાળકોને સહાય કરવી, ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ આપવી, દવાખાનાં, નિશાળો, મંદિરો, વગેરેની સ્થાપના કરીને તે ચાલુ રાખવામાં મદદ કરવી, ઇત્યાદિ પરોપકારનાં કાર્યોને નિત્યકર્મ સમજીને હમેશાં કરવાં જોઇએ; અને પ્રસંગ પડે ત્યારે ધનથી, મનથી, અને પોતાના સામર્થ્યથી એવાં કામ કરનારાઓને સર્વેએ અવશ્ય સહાય કરવી જોઇએ.

૨૫. ખાસ અમુક સમયે અને ખાસ અમુક સંજોગોમાં પરોપકારનાં ખાસ કાર્યો કરવાનાં હોય છે. તેવે વખતે

ઈશ્વરઈચ્છાને અનુસરીને તેવાં કાર્યોમાં સહાય કરવા યત્ન કરવો જોઇએ.

૨૬ સ્વદેશમાં કે પરદેશમાં દુકાળ પડવાથી કે કોલેરા અને પ્લેગ જેવા ભયંકર રોગો ફાટી નીકળવાથી હજારો માનવબંધુઓ ભૂખ્યા ટળવળે છે, અને વ્યાધિથી ઘેરાય છે, તેમજ કોઇ વખતે જળપ્રલયમાં કે અગ્નિદેવના સપાટામાં મ્હોટાં મ્હોટાં ગામો સપડાય છે, ત્યારે આપણા હજારો માનવબન્ધુઓ નિરાધાર બની જાય છે. એવી આફતોના પ્રસંગમા પારકાનાં દુઃખોનું નિવારણ કરવા માટે દરેકે વિશેષ સહાય કરવી જોઇએ.

૨૭. ઉનાળામાં સૂર્યના અસહ્ય તાપથી તપી રહેલા તરશ્યાઓને અને થાકેલાઓને નિર્મળ ઠંડુ પાણી પાઈને શાંત કરવા. દૂરનો થાકેલો પ્રવાસી તમારે ઘેર આવી ચઢે તો તેને ઉતરવા જગ્યા આપીને જમાડવો, પણ ભૂખ્યો જવા દેવો નહિ.

૨૮. તેમજ શિયાળાની ઠંડીઋતુમાં ગરીબગુરબાં ટાઢથી દુખી ન થાય તે માટે તેઓને કપડાં આપવાં.

૨૯. દાન આપવાને પાત્ર હોય તેનેજ દાન આપવું. પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના દાન કરવાથી લોકો આળસુ બને છે, ને દેશમાં દરિદ્રતા વધે છે, એટલા

માટે દીન, દુબળા, લૂલા, લંગડા, એવા અપંગોનેજ દાન આપવું. શરીરે હૃષ્ટપુષ્ટ અને મહેનત કરી શકે તેવા હોય છતાં આળસુ રહે એવાને આપવાથી તે દાન સત્પાત્રે અપાયેલું ગણાતું નથી; માટે તેમ ન કરવું.

૩૦. જે દાન કરવું તે હમેશાં નિષ્કામબુદ્ધિથી કેવળ પરોપકારને અર્થેજ કરવું, લોકોમાં શ્રેષ્ઠ કહેવાઇએ એજ હેતુથી દાન કદિ પણ કરવું નહિ. લોકોમાં પોતાનું મ્હોટું નામ નીકળે એવી ઈચ્છાથી કરેલું દાન વ્યર્થ છે; માટે જે કંઈ આપવું તે મૂંગે મોઢે અને કોઈ ન જાણે તેમજ આપવું, અને એ વાત લોકોમાં પ્રસિદ્ધ થવા દેવી નહિ.

૩૧. ખરો ધર્મ તો હાથના કરતાં અંતઃકરણથીજ વધારે કરી શકાય છે, એટલે કે હાથથી દાન કરે છે તેઓજ દાન કરે છે એમ નથી, પણ જેઓના અંતઃકરણમાં દાન આપવાની ઈચ્છા ઉત્પન્ન થાય છે, છતાં જેઓ નિરૂપાય હોવાથી તે ઇચ્છા પૂર્ણ કરી શક્તા નથી એવા મનુષ્યો પણ ધાર્મિકજ છે. ધનવાનોએ ફળની ઈચ્છાથી દાન કરેલા ધનના ઢગલાઓ ઇશ્વરને ઘેર રજુ થઈ શક્તા નથી; પણ એકાદ ગરીબ માણસે નિષ્કામબુદ્ધિથી

અને શુદ્ધમનથી આપેલું થોડું સરખું દાન પણ પ્રભુને ઘણુંજ પ્રિય થઇ પડે છે.

૩૨. પરોપકારના કાર્યમાંજ જેઓ પોતાનું જીવન ગાળે છે, અને પોતાનાં શરીરને પરહિતને માટેજ જેઓ સતત કસે છે તેઓ ધન્યવાદને પાત્ર છે! એવા ધાર્મિકજનોજ ખરા ભક્ત છે! આ લોકમાં અને પરલોકમાં તેઓ અવશ્ય સુખી થવાનાજ.

## ૧૦.

## વડીલો અને સંબંધીઓ.

૧. સંસારી મનુષ્યોના સંસાર સંબંધી સર્વ કૌટુમ્બિક સંબંધો પરમપવિત્ર છે. તે સંબંધોને ઐહિક કે સ્થૂલ માનીને જે ધિક્કારે છે તે સુખી થશે નહિ.

૨. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, યોગસાધન, પરોપકાર વગેરે ધાર્મિક વિષયોનો આડંબર કરીને, સંસાર સંબંધી પોતાનાં હમેશનાં કર્તવ્યકર્મો વિસરી જનારા, અને માતાપિતા તથા છોકરાંછૈયાં જેવાં અતિ નિકટનાં સંબંધીઓનો તિરસ્કાર કરનારા અનેક મનુષ્યો છે. એવાઓ ધર્મસાધનનું ખરૂં રહસ્ય સમજ્યા નથી, એ નિઃસંદેહ છે.

૩. આપણે આકાશના અતિશય ઉંચા પ્રદેશમાં વિચરનારા છીએ, અને આ જગતની સાથે તથા તેમાંના અનંત વ્યવસાયોની સાથે આપણો કિંચિત્ પણ સંબંધ નથી, એમ તેઓને લાગે છે; પરંતુ એ બધો ભ્રમજ છે.

૪. એવા લોકો ધર્મનિષ્ઠ નથી, પણ ધર્મભ્રષ્ટજ છે; કારણકે સંસાર સંબંધી તમામ કર્તવ્યકર્મો અને સંબંધો સાક્ષાત્ પરમાત્માએજ જોડેલા હોવાથી તે અત્યંત પવિત્ર છે. છતાં જેઓ અભિમાનને લીધે એ બાબતને તુચ્છ સમજી ધિક્કારે છે, તેમને પ્રભુ શિક્ષા કર્યા વિના રહેશે નહિ.

૫. હે અભિમાનીજનો! તમારૂં ઘર અપવિત્ર છે, એમ તમે માનો છો કે? તે સ્થાનમાં ઈશ્વરભક્તિ થઈ શકતી નથી, એમ તમોને લાગે છે કે? તમારાં માતા, પિતા, સ્ત્રી, પુત્ર, એમને તમે પશુવત્ ગણો છો કે? તેમના સહવાસમાં રહીને ધર્માચરણ થઇ શકશે નહિ, એમજ જો તમને લાગતું હોય તો એ કેવળ તમારો ભ્રમજ છે.

૬. એવા મિથ્યા ભ્રમને છોડી દો, અને આપણો સંસાર પ્રેમસ્વરૂપ પરમાત્માનું નિવાસસ્થાન છે, તથા

આપણાં સઘળાં સગાંસંબંધીઓ પરમપવિત્ર છે, એમ સમજો. એ સઘળાંની સદ્‌ભાવપૂર્વક સેવા કરવા માટેજ પરમેશ્વરે તમોને સરજ્યા છે.

૭. આ સર્વ માનવકુટુંબ પરમાત્માનું છે, માટે તેમાંનો કોઇ પણ અમુક સંબંધી ગમે તેટલો કનિષ્ઠ અને દૂરનો સગો હોય, તોપણ તમારે તેનો તિરસ્કાર કરવો નહિ.

૮. તમારૂં દરેક ન્હાનું મ્હોટું કર્તવ્ય તમે કેવી રીતે કરો છો, તે વિષે તમોને અહિં તથા પરલોકમાં જવાબ આપવો પડશેજ.

૯. તમારાં માતાપિતાનો અધિકાર કેવડો મહાન્ છે, એ તમો જાણતા નથી કે? તમારી માતા તથા તમારો પિતા સ્વર્ગીય છે.

૧૦. સાધુસંતોને જેવી રીતે માન આપો છો, તેવી રીતે પોતાનાં માતાપિતાને સન્માન આપવું, અને તેમને નિત્ય વંદન કરવું.

૧૧. કારણકે તમારા માટે તમારા પિતાના કરતાં મહાન્ આ આખા જગતમાં બીજું કોઇપણ નથી; તેમજ તમારી માતા સમાન વંદનીય બીજું કોઇ નથી.

૧૨. પોતાનાં પ્રિય બાળકોનું પાલનપોષણ કરીને તેમને સન્માર્ગે ચઢાવવા સારૂ સાક્ષાત્ વિશ્વજનની મા-

ાપિતાના રૂપમાં આ લોકમાં અવતરે છે, એમાં કંઈ પણ શક નથી.

૧૩. આપણા માનુષી પિતાને આપણા સ્વર્ગલોકના પિતા તરીકે જુઓ, અને આપણને જન્મ આપનાર માતાના હૃદયમાં વિશ્વજનેતા જે જગદંબા તેનો અલૌકિક પ્રેમ પ્રત્યક્ષ અનુભવો ! !

૧૪. ખરેખર, માતાપિતા પરમવંદનીય છે. તેમના જેવું પુન્યવાન્ બીજું કોઈપણ નથી.

मातरं पितरं चैव साक्षात् प्रत्यक्षदेवताम् ।
मत्वा गृहि निषेवेत सदा सर्वप्रयत्नतः ॥

महानिर्वाण–८ : २४.

૧૫. હે પુત્રો અને પુત્રિઓ ! તમે માતાપિતાનું કહ્યું માનજો, તેમની આજ્ઞાનો ભંગ કરશો નહિ. હમેશાં તેમની સેવા કરજો, અને તેમને કોઈપણ બાબતની ખામી પડવા દેશો નહિ. તેમનું દુઃખ બની શકે તેટલું દૂર કરો, અને હમેશાં મધુર ભાષણથી તેમના મનને સંતોષ આપો.

૧૬. છોકરાંઓ ઉપર માતાપિતાના જે અનંત ઉપકારો થાય છે, તેનો બદલો કદિ પણ વાળી શકાય તેમ નથી, તોપણ તમારા શરીરમાં જીવ છે ત્યાં સુધી શરી-

રથી અને મનથી રાતદિવસ ઘસાઇને પણ તેમની સેવા-ચાકરી કરજો.

૧૭. તેઓ વૃદ્ધ થઇને અપંગ બને ત્યારે તમે અસાધારણ પ્રેમથી તેમની સંભાળ લેજો. તેમનાં ઐહિક સુખોને માટે ગમે તેટલું ખમી લઇને પણ તેમના જીવને આરામ આપજો. સંધ્યાકાળે હમેશાં નિયમિત-પણે તેમની પાસે બેસીને મધુર ગાયન કરવું, અથવા ધાર્મિક ગ્રંથો વાંચવા. આથી કરીને તેમનો આત્મા સંતોષાય છે.

૧૮. માતાપિતાની સેવા કરવી તે કેવળ બાહુતી માણસની પેઠે ઉપર ઉપરથી નહિ, તેમજ કંટાળેલા મનથી કે વેઠીયાની પેઠે નહિ, પણ ખસ અંતઃકરણથી, અતિ-શય પ્રેમથી અને કૃતજ્ઞતાપૂર્વક કરવી જોઇએ.

૧૯. પરમાત્માના માનવકુટુંબમાંના હે પુત્રો અને કન્યાઓ ! તમે પોતપોતાનાં માતાપિતાની આજ્ઞામાં રહીને હમેશાં અવનવી ભક્તિ, પ્રેમ અને સદ્‌ગુણો મેળવો.

૨૦. માતાપિતાઓ ! તમે તમારાં છોકરાંઓને શારીરિક, માનસિક અને ધર્મસંબંધી શિક્ષણ આપો, અને તેમને પરમેશ્વરના સાચા ભક્ત બનાવો.

૨૧. અતિશય લાડલડાવવાથી જેમ છોકરાં બ
છે, તેમ તેમના ઉપર અતિશય જુલમ કરવાથી
તેઓ બગડે છે.

૨૨. એટલા માટે માતાપિતાએ છોકરાંઓ ઉ
પોતાની સત્તા બહુ શાન્ત રીતે ચલાવવી. શિ
પ્રસંગે શિક્ષા કરવી, અને હેત કરવાને પ્રસંગે
પણ કરવું.

૨૩. શિક્ષણના વિષયમાં છોકરાં ઉપર બાળપણ
વિશેષ સખ્તાઈ કરવી એ ઠીક નથી. એટલી કુ
વયમાં વગર મહેનતે સ્વાભાવિકપણે તેઓ જેટલું શી
શકે તેટલુંજ શીખવા દેવું.

૨૪. તેમના રમવાના સમયમાં કે વિશ્રાંતિ
વવાના સમયમાં આડે આવવું નહિ. તેમના ખાવા
વામાં અનિયમિતપણું થવા દેવું નહિ, અને તે
શરીર સર્વ રીતે પોષાઈને તંદુરસ્ત રહે એવી યો
કરવી.

૨૫. ઉમ્મર લાયક થવા પહેલાં બુદ્ધિનો અ
ધારણ વધારે થવો તે પણ ઠીક નથી, તેમ બાળ
ણમાં મનથી અતિશય પ્રૌઢ બને તે પણ સારૂં ન
માટે એ વિષે બહુ ખબરદારી રાખવી જોઈએ.

૨૬. કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા," માટે છોકરાંને પ્રથમ આરોગ્યતાનું દાન કરો. સ્વચ્છ ખુલી હવા, પૌષ્ટિક ખોરાક, યોગ્ય કસરત, અને નિયમિત આરામ, એ આરોગ્યતા મેળવવાનાં મુખ્ય સાધનો છે.

૨૭. છોકરાં જરા મ્હોટી ઉમ્મરનાં થાય કે તેમને નીતિ સંબંધી શિક્ષણ આપવું, અને પછી વધારે લાયક ઉમ્મરમાં આવે એટલે ધર્મ સંબંધી શિક્ષણ આપવું.

૨૮. જુવાન છોકરાંને ધર્મ સંબંધી કેવળ શુષ્ક સિદ્ધાંતો શીખવવા એ ઉપયોગનું નથી; તેમ ધાર્મિક વિષયોના પ્રશ્નોત્તરરૂપ ગ્રંથો છોકરાંઓ પાસે પોપટની માફક મ્હોડે કરાવવા એમાં પણ કશો માલ નથી. તેમના મનમાં ઈશ્વરની ભીતિ અને ઇશ્વરતરફની વિશુદ્ધ ભક્તિ ઉત્પન્ન કરાવવી જોઈએ.

૨૯. કેટલાક સદ્ગુણો માતાપાસેથીજ શીખવાના હોય છે, અને કેટલાક પિતાપાસેથી શીખવા જેવા હોય છે; માટે છોકરાંઓના શિક્ષણના સંબંધમાં માતા અને પિતા એ બંનેએ ધ્યાન આપવું જોઈએ, અને દરેકે પોતપોતાની ફરજ સારી રીતે બજાવવી જોઈએ; કેમકે તે વિના છોકરાંઓનું શિક્ષણ કદિ પણ પૂરૂં થઈ શકતું નથી.

૩૦. પિતાના સઘળા સદ્ગુણો, અને માતાની ભલાઈ, પૂર્ણ રીતે છોકરાંના સ્વભાવમાં જ્યાં સુધી ઉતરે નહિ, ત્યાં સુધી તેનું શિક્ષણ પૂર્ણ થયું નથી, એમ જાણવું.

૩૧. કુસંગ અને અનીતિને માર્ગે દોરી જનારી સોબતોથી જુવાન છોકરાંઓનું રક્ષણ કરો.

૩૨. બાળપણથીજ છોકરાંઓના કોમળ અંતઃકરણમાં સારી અને ઉંચી બાબતોની છાપ પડી શકે તે માટે છોકરાંઓને ઉત્તમ ગ્રંથો વાંચવા આપવા, સારા માણસોનું ઓળખાણ કરાવી આપવું; તેમજ નીતિમાન્ કથાઓનાં સચિત્ર પુસ્તકો બક્ષિસ આપવાં.

૩૩. ન્હાનપણથીજ છોકરાંઓનાં મનમાં પુષ્પો તરફ શોખ ઉત્પન્ન કરાવવો, સૃષ્ટિસૌંદર્ય તરફ પ્રેમ ઉત્પન્ન કરાવવો, અને તેમના અંતઃકરણમાં કવિતા તરફની રૂચિ ઉત્પન્ન કરાવવી.

૩૪. ઘરની સામે ન્હાનો સરખો બગીચો હોય તો તેમાં વારંવાર છોકરાંને સાથે લઇ જઈ તરેહતરેહનાં ઝાડો અને ફૂલો બતાવવાં. કોઇ કોઈ વખત ઝાડની આસપાસ થોડું ખોદાવી જમીન પોચી કરાવી તેની આસપાસ પાળો કરાવવી, પાણી પાવું વગેરે ન્હાનાં ન્હાનાં કામો પણ તેમના હાથથી કરાવવાં.

૩૫. ઘરમાં પશુ પક્ષીઓ પાળ્યાં હોય તો તેને છોકરાંઓ પાસે દાણો પાણી અપાવવાં. આથી કરીને તેમનામાં પ્રાણિમાત્ર તરફ પ્રેમ અને દયા ઉત્પન્ન થાય છે.

૩૬. ધાર્મિક મનુષ્યોનાં છોકરાંઓએ કીડી મંકોડી જેવાં છેક ન્હાનાં પ્રાણિઓ ઉપર પણ વિશેષ દયા કરવી જોઈએ. ભૂતદયા એ બાળકોનું પરમશ્રેષ્ઠ કંઠભૂષણ છે.

૩૭. ન્હાનાં છોકરાંઓ સાથે ઘણા આદરમાનથી વર્તવું, તેમનો કદિપણ ધિક્કાર કે તિરસ્કાર કરવો નહિ; કેમકે તેમના સમાન જેઓનાં શુદ્ધ અને નિષ્કપટી અંતઃકરણો હોય છે તેઓજ સ્વર્ગના ખગ અધિકારી છે. ઈશ્વરની કૃપાથી જેના ઘરમાં છોકરાં હોય તેમણે તેમની કેળવણીના સંબંધમાં હમેશાં દક્ષતા રાખવી જોઈએ. છોકરાંઓને એવી રીતે ન્હાનાંથી મ્હોટાં કરવાં કે તેમનામાં ભક્તિ, જ્ઞાન, પવિત્રતા વગેરે હમેશાં નિવાસ કરે, અને છેવટે તેઓ ઈશ્વરના બ્રહ્મરાજ્યના અધિકારી બને.

૩૮. પોતપોતાનાં છોકરાંઓની કેળવણીની બાબતમાં સઘળાં માતાપિતાએ, સર્વથી શ્રેષ્ઠ એવી જે વિશ્વમાતા

કે જે અતિ કરૂણારૂપ છે તેની દરેક ક્ષણે સહાયતા માગવી. તેના જેવો સર્વોત્તમ માર્ગ દેખાડનાર સકલ સદ્ગુણોનો ભંડાર બીજે કયાંઇ પણ નથી. એ ધ્યાનમાં રાખવું.

## ૧૧.
## ભાઈ બ્હેન.

૧. ભાઈએ પોતાની બ્હેન ઉપર, અને બ્હેને પોતાના ભાઈઉપર પ્રેમભાવ રાખવો.

૨. ભાંડુઓ એકજ માતાપિતાને પેટે જન્મેલાં હોય છે, જેથી તેમનો સહોદર સંબંધ છે; માટે તેઓએ પરસ્પર પ્રેમના બંધનથી બંધાયલાં રહેવું જોઇએ.

૩. એકબીજામાં ગમે તેટલો દોષ હોય, અને પરસ્પરમાં મત સંબંધી જુદાપણું કે સ્વભાવની વિચિત્રતા ગમે તેટલી હોય, તોપણ ભાઇબ્હેનના પ્રેમમાં કદિપણ ખામી આવવી જોઇએ નહિ.

૪. છોકરાં જ્યાં સુધી માતાપિતાને ઘેર હોય ત્યાં સુધી તેમણે એકજ કુટુંબનાં માણસોની પેઠે હળીમળીને રહેવું, લડાઈ ટંટો થવા દેવો નહિ અને, એક બીજા ઉપર નિષ્કામ પ્રેમ કરવો.

૫. ઈર્ષા કે દ્વેષને અંતઃકરણમાં સહેજ પણ આશ્રય આપવો નહિ. ન્હાનાંઓએ મ્હોટાંનું કદિ પણ અપમાન કરવું નહિ, અને મ્હોટાંઓએ પણ ન્હાનાંઓનો તિરસ્કાર કરવો નહિ.

૬. છોકરાં મ્હોટી ઉમ્મરનાં થાય-અને તેમના વિવાહ થાય તે પછી ગમે તો છોકરાઓએ પોતપોતાની પત્નીસાથે અને છોકરીઓએ પતિની સાથે સ્વતંત્ર રહેવું; પરંતુ આવી રીતે ભિન્ન ભિન્ન રહેવું થાય તોપણ પરસ્પરના પ્રેમમાં ખામી આવવા દેવી નહિ.

૭. ભાઈબ્હેન ગમે ત્યાં રહેતાં હોય, પરંતુ તેમનામાં અપ્રેમ હોવો નહિ જોઈએ—શાંતિ અને ઐક્ય હોવાં જોઈએ; કારણકે સાક્ષાત્ પરમેશ્વરે જે પ્રેમબંધન જોડી દીધેલું છે તેને તોડી નાખવાનો અધિકાર કોઈને પણ નથી.

૮. લગ્ન થયા પછી ભાઈભાઇઓમાં વારંવાર કજીઆઓ ઉત્પન્ન થાય છે. સર્વે ભાઇઓ પોતે ગમે તેવા સારા સ્વભાવના હોય તોપણ તેમની ટંટાખોર સ્ત્રીઓને લીધે તેમનામાં કંકાસ ઉત્પન્ન થઈ આખરે તેઓ પરસ્પરના શત્રુ બને છે.

૯. આમ થવા ન પામે તે માટે સર્વેએ ચેતતા

રહેવું જોઇએ. સ્ત્રીની મરજી સાચવવા સારૂ સગા ભાઈની સાથે અથવા સગી બ્હેનની સાથે કોઇએ પણ વિરૂદ્ધતા કરવી નહિ.

૧૦. તેમજ પતિનો પ્રેમ મેળવવાને ખાતર સ્ત્રીએ પણ સગા ભાઈ કે બ્હેનની સાથે શત્રુતા કરવી નહિ.

૧૧. બંધુત્વ અને બંધુપ્રેમ એ બે વિષયની મહત્તા ભાઈબ્હેનોએ હમેશાં ખ્યાલમાં રાખવી, અને એક બીજા પ્રત્યે સઘળા વ્યવહારો એવી રીતના રાખવા કે તે ઉપરથી બીજાઓ ભાઇબ્હેનના પ્રેમના સંબંધમાં ધડો લઈ અનુકરણ કરી શકે.

૧૨. દરેક કુટુંબમાંનાં ભાઇબ્હેનનું મંડળ આ પ્રમાણે વર્તશે તો આખરે તમામ મનુષ્યજાતિનું એક મહાન્ કુટુંબ બનીને તેની અંદરનો બંધુભાવ દિનપરદિન વધતો જશે. એથી કરીને પરમેશ્વર આપણો પિતા છે, અને આપણે તેનાં બાળકો છીએ, એ પ્રકારનો જે મંગળ સંબંધ સ્વાભાવિક રીતે છે, તે વિશેષ દૃઢ થતો જશે.

---

## ૧૨.
## પતિ અને પત્ની.

૧. લગ્ન અથવા વિવાહ એ દૈવી સંબંધ છે; એટલા માટે સઘળાઓએ તેને પવિત્ર ગણવો જોઈએ.

૨. જેઓ આ ગંભીર સંબંધને કેવળ સ્થૂલ માની લઈ માત્ર ઐહિક વ્યવહાર પૂરતોજ ગણે છે, તેઓ તેનું પૂર્ણ મહત્વ સમજતા નથી.

૩. પતિ અથવા તો પત્ની, એ શું બજારમાં વેચાતી ચીજ છે કે તે ગમે તેવી રીતે ખરીદ કરી કે વેચી શકાય?

૪. રાજ દરબારમાં કે સરકારના અધિકારીઓના ચોપડામાં લગ્નની નોંધ કરવામાં આવે છે, તેટલાથીજ શું તે ઇશ્વરને ઘેર પણ મંજુર થઈ શકે છે?

૫. લગ્ન એ કંઈ માત્ર શારીરિક સંબંધજ નથી, પણ આત્મિક સંબંધ છે. લગ્નમાંની પ્રેમગાંઠ સાક્ષાત્ પરમેશ્વર પોતાને હાથેજ બાંધે છે; અને એક આત્માનો બીજાના આત્માની સાથે પ્રેમ સંબંધ જોડે છે.

૬. જે વિવાહ સંબંધ પ્રત્યક્ષ પરમેશ્વરની સાક્ષીથી થતો નથી તે લગ્ન એ નામને પાત્ર થઈ શકતોજ નથી.

૭. એટલા માટે જેઓને લગ્ન કરવું હોય તેમણે સરકારી અધિકારીઓની સહાયતાથી એક બીજાને ખરીદી

લેવાં નહિ, પરંતુ સર્વ રાજાઓના રાજાધિરાજ એવા જે પરમેશ્વર તેનીજ સાક્ષીથી અને તેનાજ હાથથી લગ્નની પવિત્ર ગાંઠ બાંધવી, અને તેના ઉપર તે દયાળુ પ્રભુનાજ મંગલમય આશીર્વાદનો શિક્કો કરી લેવો.

૮. કારણકે પ્રભુના આશીર્વાદ વિના અને અનુગ્રહ વિના લગ્ન જેવી અત્યંત મહત્વની જવાબદારી વ્હોરી લઇને, સંસારીગૃહસ્થનાં કર્તવ્યો કેવળ પોતાના એકલાનાજ બળ ઉપર કરી શકવાને માટે કોણ શક્તિમાન્ છે ? કોઈ નથી.

૯. એટલા માટે લગ્નદેવતાની સ્હામે મસ્તક નમાવી નમ્ર બનો, તેનો આશીર્વાદ મેળવો, તેની કૃપા અને શક્તિ અંતઃકરણમાં સંગ્રહો, અને ત્યાર બાદ સંસારરૂપ મંદિરમાં પ્રવેશ કરો. નહિ તો પછી સંસારમાંનાં અનેક સંકટોનું નિવારણ કરવા માટે અને ભયંકર મોહપાશ તોડવા માટે તમે કદિ પણ શક્તિમાન્ થશો નહિ.

૧૦. તમારા શરીરમાં જીવ છે ત્યાં સુધી હમેશાં પરમાત્મા પાસે એજ માગો કે-"હે પ્રભો ! અમારો આ આત્મિક સંબંધ દિનપ્રતિદિન વધારે વધારે દૃઢ થતો જઇને આખરે અમે બંને નિરંતર ઐક્યાવસ્થામાં રહીએ એવી કૃપા કરો."

૧૧. લગ્નસંબંધ થયે, એટલે વિવાહિત અવસ્થામાંના સુખની સીમા આવી રહી એમ કાંઈ નથી. પ્રેમ અને પવિત્રતા એ આત્માના બે ગુણો જે અવસ્થામાં સતત વૃદ્ધિ પામ્યાજ કરે એવી જે લગ્નાવસ્થા, તેનો આ લગ્નથી કેવળ પ્રારંભ થાય છે; એમજ સમજવાનું છે.

૧૨. આ સ્થૂલ લોકમાં સ્ત્રીપુરૂષોનો વિવાહ-લગ્ન સંબંધ કદિ પણ પૂર્ણ થઇ શકતો નથી. આખરે મરણ પછી પણ પતિપત્નીના આત્માઓનું શાશ્વત ઐક્ય બનીને, બંનેને એક બીજાના સમાગમનું અવિચ્છિન્ન સુખ પ્રાપ્ત થવાનું છે. લગ્ન એ તો માત્ર તે સુખનું પહેલું પગથીયું છે.

૧૩. એટલા માટે પતિપત્નીએ આ આત્મિકઐક્ય વધારવાનો સતત પ્રયત્ન કરવો.

૧૪. આ લોકમાં પતિ અને પત્ની એ બંને જુદી જુદી વ્યક્તિઓ દેખાય છે, તોપણ મૃત્યુ પછી એક બીજાના આત્માઓનું ઐક્ય થયા પછી તેમની વચ્ચેનો તમામ ભેદ નાશ પામશે. તેઓ બંને પૂર્ણ રીતે એક બનશે, તેમની વચ્ચે કોઈ પણ પ્રકારનો વિયોગ કે અંતરાય થશે નહિ. એજ ખરૂં લગ્ન છે.

૧૫. મતલબ કે લગ્નસંસ્કાર એ આત્મિકવિવાહનું ઉત્તમ દ્યોતક છે; એટલા માટે પતિપત્નીએ એક

બીજા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો, શુદ્ધ પ્રેમ કરવો, અને ઐહિક તથા પારલૌકિક વિષયોમાં હમેશાં ઐક્યભાવથી હળીમળીને રહેવું. એમ થયા વિના લગ્ન સફળ થતું નથી.

૧૬. પતિએ પત્નીનો અથવા પત્નીએ પતિનો તિરસ્કાર કરીને પોતાનામાં ઉચ્ચપણું છે, એમ માની લઈ, એક બીજા ઉપર કોઈ પણ પ્રકારનાં મ્હોટાપણાંની છાપ બેસાડવાનો પ્રયત્ન કરવો નહિ. પ્રભુના ઘરમાં બંનેનો અધિકાર સરખોજ છે, એ હમેશાં ધ્યાનમાં રાખીને સંસારમાં વર્તવું.

૧૭. જે પુરૂષો પોતાની સ્ત્રીને કેવળ ગુલામની પેઠે રાખે છે, અને તેમને ઘરની અંદર કેદીની માફક રાખ્યા સિવાય તેમનું પતિવ્રત કદિ પણ સચવાવાનું નથી, એમ જેઓને લાગે છે, તેમજ જેઓ તેમની સુધારણા નહિ કરતાં તેમને હમેશાં કેવળ ગુલામગીરીમાં રાખવા ઈચ્છે છે, તેઓ ખચીત માનજો કે "**પતિ**" કહેવડાવવાને જરા પણ યોગ્ય નથી.

૧૮. તેમજ પતિનો અનેક પ્રકારે છળ કરીને અથવા મોહપાશથી બાંધી લઈને તેની ઉપર પોતાનું ઉચ્ચપણું રાખવા ઈચ્છનારી સ્ત્રી "**પત્ની**" કહેવડાવવાને જરાપણ યોગ્ય નથી.

૧૯. સંસારમાં પતિએ પત્ની ઉપર અને પત્નીએ પતિ ઉપર કોઇ પણ પ્રકારનો જુલમ કરવો નહિ. બંનેએ એક મતથી સંસાર ચલાવવો.

૨૦. સ્ત્રીપુરૂષોની યોગ્યતા અને અધિકાર સરખા છે, તોપણ પુરૂષે અને સ્ત્રીએ પણ પોતપોતાનાંકર્તવ્યમાં દક્ષ–ખબરદાર–રહેવું. એક બીજાનો અધિકાર પચાવી પાડવાનો પ્રયત્ન કરવો નહિ.

૨૧. કુટુંબમાંના દરેક જણને ઈશ્વરે એક એક કાર્ય સોંપી દીધેલું છે. તે કાર્ય કોઈએ પણ મૂકી દેવું નહિ.

૨૨. પુરૂષે સ્ત્રીપણું સ્વીકારીને ઘરની અંદરનાં ઘરકામો કરવાની ઈચ્છા કદિ પણ કરવી નહિ; તેમજ સ્ત્રીએ પણ પોતાનામાં પુરૂષપણું લાવીને પુરૂષોનું કામ કરવાની લાલસા રાખવી નહિ.

૨૩. પરમાત્માએ દરેક જણને જે કંઈ કર્તવ્ય સોંપ્યું છે તે સ્ત્રીએ કે પુરૂષે સંતોષથી કરવું. બંનેએ એક બીજાને પોતાના સહાયક તરીકે સમજવાં; પણ પ્રતિસ્પર્ધિ સમજવાં નહિ.

૨૪. જે સ્ત્રી પ્રભુના હુકમની અવજ્ઞા કરીને પોતાનો કોમળ એવો દેહસ્વભાવ ભૂલી જાય છે, અને પોતાનો વાસ્તવિક કાર્યભાગ ત્યજીને અતિશય કષ્ટસાધ્ય,

એટલુંજ નહિ પણ સ્ત્રીજાતિને અયોગ્ય એવાં પુરૂષોનાં કાર્યો કરે છે, તેને ધિક્કાર છે! એવી સ્ત્રીનો સર્વ રીતે વિનાશ થશે, અને આખરે તેને લજ્જા તથા અપ્રતિષ્ઠા પ્રાપ્ત થશે.

૨૫. ગર્વથી કુટુંબનો વિનાશ થાય છે, તેમજ ઈર્ષ્યા અથવા મત્સરથી પણ સંસાર ફથળી જઈ કુટુંબ-સુખનો સર્વથા વિનાશ થાય છે; એટલા માટે ઈર્ષ્યા કરવી એ મહાન્ પાપ છે, એમ સમજી તેથી દૂર રહેવું.

૨૬. વિશ્વાસઘાત સમાન બીજું કોઈ મહાન્ પાપ નથી, અને સ્ત્રીએ પોતાનું પાતિવ્રત્ય અને પુરૂષે પોતાનું પત્નીવ્રત ભંગ થવા દેવું એના જેવો મહાન્ વિશ્વાસ-ઘાત બીજો કોઈ નથી; એટલા માટે એ વ્રત બહુ કુશળતાથી સાવધ રહીને પાળવું જોઈએ. એવો વિશ્વા-સઘાત કરવાના વિચાર માત્રથી કે તેની છાયાથી પણ અંતઃકરણ અભડાઈ જાય છે.

૨૭. જે પાતિવ્રત્ય સંભાળી રાખવાને માટે મહાન્ પ્રયાસો કરવા પડે છે, નિર્ભય સ્થળમાજ જેનું રક્ષણ થઈ શકે છે—એટલે કે છેક નજીવા મોહથી પણ જેનો નાશ થાય છે—તે કંઇ ખરૂં પાતિવ્રત્ય નથી. સ્ત્રીપુરૂષમાં પરસ્પરનો પ્રેમ એટલો મજબૂત હોવો જોઈએ કે ગમે

તેવો બળવાન્ મોહ ઉત્પન્ન થાય, તોપણ જેથી કરીને આ પ્રેમનો વિનાશ થવાનો સંભવ છે, એવી જાતના વિચાર પણ મનમાં આવી શકે નહિ.

૨૮. પાતિવ્રત્યની સાથે પોતાનામાં અડગ પ્રેમ પણ હોવો જોઈએ. તેમાં પતિવ્રતના સદ્‌ગુણથી સ્ત્રીયોની યોગ્યતા કાયમ રહે છે, અને પ્રેમના સદ્‌ગુણથી તેઓ બીજાની પણ યોગ્યતા વધારે છે. પાતિવ્રત્ય એ નહિ ઉઘડેલું ફૂલ કે કળી છે, એમ કહીએ, તો પ્રેમને પ્રફુલ્લિત થએલું પુષ્પ છે, એમ કહેવામાં કોઈ પણ જાતની હરકત નથી.

૨૯. એટલા માટે પતિપત્નીએ એક બીજા ઉપર નિર્ભર પ્રેમ કરવો, અને એક બીજાનાં અંતઃકરણમાં પ્રેમનડે નિરંતરને માટે નિવાસ કરવો.

૩૦. બંને જણાં એક બીજાની સહાયતાથી જેવી રીતે ગૃહસંસાર ચલાવે છે તેમ તેઓ બંનેએ મળીને હમેશાં ઇશ્વરની ઉપાસના કરવી. તેમજ કોઈ કોઈ પ્રસંગે પારમાર્થિક વિષયો ઉપર સંભાષણ કરીને પોતાના વિચારો એક બીજાને નિવેદન કરવા.

૩૧. પતિપત્ની એકાંત સ્થળમાં એકઠાં બેસીને આનંદપ્રદ અંતઃકરણથી જે સમયે પ્રભુનું ધ્યાન, ભજન તથા

ચિંતન કરે છે તે સમયનો દેખાવ અત્યંત રમણીય-સુંદર હોય છે!! તે દેખાવ જોઇને જગદાત્મા અંતર્યામિ પ્રભુને પરમ સંતોષ થાય છે.

૩૨. આવી રીતે સંસારમાં વર્તનાર સ્ત્રીપુરૂષોનાં સ્વર્ગીય સુખોનો આરંભ આ લોકમાંજ થાય છે, અને મરણ પછી તેઓ શાશ્વત સુખના આનંદમાં સદાને માટે નિવાસ કરે છે.

## ૧૩.
## નોકર ચાકર.

૧. જે ઘરનાં માણસો પોતાના નોકર ચાકરો સાથે માયાળુપણે વર્તે છે, અને તેમને કોઈપણ જાતની ખોટ પડવા દેતાં નથી, તે ઘર ધન્યવાદને પાત્ર છે.

૨. કોઈ કોઈ વખતે મનુષ્યો ગર્વથી ફૂલાઇ જાય છે, અને પોતાના નોકરચાકરોનો દ્વેષ અને તિરસ્કાર કરે છે. તેમની ખબર અંતર પૂછવાથી પોતાનું અપમાન થાય છે, એમ તેમને લાગે છે.

૩. તેઓ પોતાના મનમાં એમ સમજે છે કે બીજાનું કામ કરવું, તથા બીજાના ઉપયોગમાં આવવું, એ કામો ચાકરોનાં છે; ધણીનાં નથી.

૪. પરંતુ એમ કહેવું એ બિલકુલ યોગ્ય નથી. કેવળ નોકરોએજ કામ કરવું જોઇએ એમ કંઈ નથી; માલીકે પણ કામ કરવું જોઈએ. જે માલીક કામ કરતો નથી તે ધણી થવા યોગ્ય નથી.

૫. આખા બ્રહ્માંડ અને આ પૃથ્વીનો માલીક એવો જે વિશ્વસ્વામી પ્રભુ, તે પણ પોતાનું રાજ્યાસન મૂકીને, અતિશય ગરીબ બિચારા જીવોની સેવા કરવાને માટે રોજ આ લોકમાં આવે છે, તો પછી બીજાઓ કામ કરે તેમાં શું પાડ કરે છે ?

૬. આવી બાબતોમાં પામર મનુષ્યોએ અભિમાન રાખવાનું કંઇ કારણ નથી. મનુષ્યોએ અભિમાનનો સત્વર ત્યાગ કરવો જોઇએ, અને પોતાની સેવા કરનારા નોકરોના ઉપયોગી થઈ પડવું, એ મહાન્ ભાગ્યવાળું કાર્ય છે, એમ સમજવું જોઇએ.

૭. ઘરમાંના નોકરચાકરો અને પોતાના હાથ નીચે કામ કરનારાં માણસો તે આપણાં છોકરાં છૈયાં જેવાં છે, એમ સમજીને ઘરધણીએ તેમની ઘણા પ્રેમથી સંભાળ રાખવી.

૮. એ મનુષ્યોનું રક્ષણ કરવાને માટેજ પ્રભુએ આપણને નીમ્યા છે, અને એ કામગીરી આપણે કેવી રીતે બજાવી છે, તેનો એક દિવસે આપણને તેની પાસે

જવાબ આપવો પડશે, એ દરેક મનુષ્યોએ ધ્યાનમાં રાખવું જોઈએ.

૯. ઘરધણી તે નોકરચાકરોના પિતા સમાન છે, અને ઘરની ધણીઆણી તે તેમની માતા સમાન છે; એ રીતે નોકરો સાથે વર્તવાથી તેમને ઘણો સંતોષ થાય છે, અને તેઓ ઘણીજ ખુશીથી તેમજ વિશ્વાસથી પોતાના ધણીની સેવાચાકરી ઉઠાવે છે..

૧૦. નવો નોકર રાખતી વખતેજ, તેને કયું કયું કામ કરવું પડશે, તે કામ કેવા પ્રકારનું છે, વગેરે સઘળું સમજાવીને કહેવું જોઈએ; તેમજ તેણે હમેશાં કેટલા સમય સુધી કામ કરવું, ક્યાં સુધી આરામ લેવો, પગાર શો અને તે ક્યારે મળશે, વગેરે સર્વે બાબતો અગાઉથી ચોખ્ખી રીતે ઠરાવી રાખવી. એ બધો ખુલાસો કર્યા વિના કોઈને પણ નોકરીએ રાખવો નહિ.

૧૧. નિયમિત સમયે નોકરનો પગાર ચુકવવો, તેનો પગાર આપણા ઉપર ચઢેલો રહેવા દેવો નહિ, કેમકે નોકરનો પગાર આપણા પાસે રાખવાથી એક તો આપણે તેના દેવાદાર થઇએ છીએ, અને તે ઉપરાંત કરેલો ઠરાવ તોડયાનું પાપ લાગે છે તે જાદું. ખર્ચવાને માટે પાસે પૈસા ન હોય તો ચાકરો લોકોના પૈસા ઉ-

૪. પરંતુ એમ કહેવું એ બિલકુલ યોગ્ય નથી. કેવળ નોકરોએજ કામ કરવું જોઇએ એમ કંઈ નથી; માલીકે પણ કામ કરવું જોઈએ. જે માલીક કામ કરતો નથી તે ધણી થવા યોગ્ય નથી.

૫. આખા બ્રહ્માંડ અને આ પૃથ્વીનો માલીક એવો જે વિશ્વસ્વામી પ્રભુ, તે પણ પોતાનું રાજ્યાસન મૂકીને
અતિશય ગરીબ બિચારા જીવોની લઈને તેને અન્ન અને
રોજ આ લોકમાં આવે છે, પ્રમાણે તેના ખરા પર-
તેમાં શું પાડ કરે છે પોતે અને પોતાનાં બાળ બચ્ચાં-
ન્યચ્છ મોજે મારવી, એ મહાદારૂણ પાપ છે.
રા ૧૩. આવા પ્રકારનું દુષ્ટ સ્વાર્થીપણું, ઘોર અન્યાય અને રાક્ષસી નિર્દયતાથી પ્રભુ દરેકનું રક્ષણ કરો !

૧૪. ચાકરોને મોહપાશમાં નાખશો નહિ. દીન અને દુબળાંઓને મોહના પાશમાં નાખવા એ મહા પાપ છે.

૧૫. ચાકરોને નિયમિત કામ સોંપવાને બદલે ઘણાં કામો સાથે સોંપવાથી તેઓ બેદરકાર અને આળસુ બનવા તરફ લલચાય છે, એટલા માટે એક માણસપર ત્રણ ચાર માણસોના જેટલું કામ એકીવારે નાખવું નહિ.

૧૬. જે નોકરને ઘણાં કામો એક સાથે કરવાનાં હોય છે તેનાથી એક પણ કામ સારૂં થતું નથી; અને

જવાબ આપવો પડશે, એ દરેક મનુષ્યોએ ધ્યાનમાં રાખવું જોઈએ.

૯. ઘરધણી તે નોકરચાકરોના પિતા સમાન છે, અને ઘરની ધણીયાણી તે તેમની માતા સમાન છે; એ રીતે નોકરો સાથે વર્તવાથી તેમને ઘણો સંતોષ થાય છે, અને તેઓ ઘણીજ ખુશીથી તેમજ વિશ્વાસથી પોતાના

૧૮. જેઓ ઘરમાં... છે..

સીને જોતા નથી, તથા ...મતી વખતેજ, તેને કશું કશું ઉડાઉપણે ઉપયોગ કરે છે, અન ... વગેરે સ- ચોગ્ય દેખરેખ નહિ રાખતાં તેની સાથે હદ ...મેશાં છૂટથી વર્તે છે, એવા ધણીઓની સાથે નોકરો લુચ્ચા- ઈથી વર્તે છે, તેમને ગણકારતા નથી, અને તક મળતાં ઘરમાંની ચીજો તત્કાળ ગુમ કરી નાખે છે.

૧૯. શેઠની અવ્યવસ્થિત અને કઢંગી વર્તણુકથી અનેક વિશ્વાસુ ચાકરો લુચ્ચા અને અપ્રમાણિક બનેલા છે!

૨૦. આવા પ્રકારના શેઠો પરમેશ્વરના અને મનુષ્યોના પણ ગુન્હેગાર બને છે. પરમાત્માની કૃપાથી પોતાના હાથમાં આવેલા માણસોને ખરાબ રસ્તે ચઢાવવા બદલ સાક્ષાત્ ઇશ્વરના અને પોતાના માનવ બંધુઓને મોહમાં

નાખીને તેમના આત્માના સર્વસ્વનો વિનાશ કરવા બદલ માણસજાતના તેઓ ઘોર અપરાધી થાય છે. ખરેખર, બેદરકાર ધણી, અને અપ્રમાણિક ચાકર, એ બંને પ્રભુને ઘેર શિક્ષાને પાત્ર છે!

૨૧. નોકરોને સૂવાની જગ્યા ભીની કે રોગી હોવી નહિ જોઈએ. તેમને ખાવાને પેટપૂર અનાજ, પહેરવાને અંગબર કપડાં, અને સૂવાને માટે શાંતિવાળી જગ્યા, એ બધું જોઈએ તેવું છે કે નહિ, તે વિષે શેઠે હમેશાં કાળજી રાખવી.

૨૨. તેઓ માંદા પડે અને તેમના જીવને સારૂં ન હોય ત્યારે દવાપાણીની વ્યવસ્થા બરાબર રાખવી એ બાબતમાં કદિ પણ બેદરકાર રહેવું નહિ.

૨૩. કહેલું સાંભળે નહિ, અથવા કામ કરવામાં કોઈ પણ રીતે બેદરકારી રાખે તો એકાદ વખતે નોકરોને ધમકાવવા જોઇએ, તેમજ કોઈ ખાસ કામ આપણા હુકમ પ્રમાણે વખતસર કરી બતાવે ત્યારે મીઠા શબ્દોથી કે ન્હાની ન્હાની બક્ષીસો આપીને તેમને સંતોષવા જોઇએ.

૨૪. વાર તેહેવારને દિવસે અથવા ઘરમા કંઈ ખાસ કાર્યપ્રસંગ હોય ત્યારે નોકરોને આપણી શક્તિ પ્રમાણે મિષ્ટાન્ન ભોજન આપવું.

૨૫. કોઈ કોઈ પ્રસંગે નવાં કે જૂનાં વસ્ત્રો, ઘરમાં આણેલાં ફળાદિ અને પ્રસંગ પરત્વે થોડુંક ગજવા ખર્ચ વગેરે આપવાથી નોકરો હમેશાં સંતોષી રહે છે, અને શેઠને આશીશ આપે છે.

૨૬. ઘરમાં સ્ત્રીઓને ચાકર તરીકે રાખેલી હોય તો પુરૂષ નોકરો તેની સાથે બહુ અંગત સમાગમમાં ન આવે, અને અમર્યાદપણે ન વર્તે, એ માટે બહુ સંભાળ રાખવી જોઇએ; કેમકે એ સંભાળ રાખવામાં ન આવે તો ધણીના ઘરને કલંક લાગ્યા વિના રહેતું નથી.

૨૭. દારૂ, ભાંગ, અફીણ વગેરે માદક પદાર્થોનું સેવન અને બીજા હરકોઈ પ્રકારના દુરાચરણથી નોકર માણસોનું ઘણી સખ્તાઈ વાપરીને પણ રક્ષણ કરવું.

૨૮. નોકર માણસોની ચાલ અને રીત સ્વભાવતઃ અયોગ્ય અને હલકી હોય છે, માટે આપણાં બાળ બચ્ચાંની સાથે તેમનો સહવાસ વિશેષ થવા દેવો નહિ, કેમકે તેમના સહવાસથી મ્હોટા મ્હોટાનાં છોકરાંઓ બગડીને ખરાબ ફંદમાં ફસાયાના અનેક દાખલાઓ છે.

૨૯. ખરાબ ચાલ ચલગતવાળી વ્યભિચારિણિ સ્ત્રીયો ચાકરડીના બહાનાથી સ્ત્રીયો અને બાળ બચ્ચાંવાળા બહોળા કુટુંબમાં નોકર તરીકે રહીને એ કુટુંબનું સત્યાનાશ વાળે છે.

એવી દુષ્ટ સ્ત્રીયોનો પડછાયો પણ આપણા કુટુંબ ઉપર પડવા દેવો નહિ

૩૦. નોકરચાકરો નીતિમાન્ થાય, સઘળાંની સાથે ઇમાનથી વર્તે, અને હમેશાં સત્યમાર્ગથી ચાલે, એમ કરવામાં પોતાથી બને તેટલો યત્ન કરવો.

૩૧. નોકરો જો લખી વાંચી જાણતા હોય તો તેમને બોધદાયક ન્હાનાં ન્હાનાં પુસ્તકો તથા થોડા થોડાં વર્તમાનપત્રો વાંચવા આપવાં. એવા વાંચનથી નવરાશની વખતે તેમના મનને બોધ થવા ઉપરાંત ગમત પણ થશે, અને તેમનું ચિત્ત ખરાબ રસ્તે દોરાશે નહિ

૩૨. નોકર માણસો પ્રભુનું ભજન પૂજન કરવામાં રોકાયલા હોય, તે વખતે તેમને કામ બતાવીને તેમની ભક્તિનો ભંગ કદિ પણ કરવો નહિ.

૩૩. આપણો ભક્તિમાર્ગ તેમને જો ગમે તો આપણી નિત્યની ઉપાસના વખતે તેમને પણ આપણી પાસે બેસારવા, અને તેમની પાસે ઈશ્વરની ભક્તિ કરાવવી.

૩૪. સર્વ સમર્થ પ્રભુ આપણો ધણી છે, અને આપણે તમામ મનુષ્યપ્રાણિયો તેના નોકર-સેવક છીએ; છતાં તે દયાળુ પ્રભુ આપણને કેટલી મમતાથી, દયાથી અને પ્રેમથી પોષે છે ! તેજ પ્રમાણે આપણે પણ આપણા નોકર ચાકરો ઉપર હમેશાં પ્રેમ, દયા તથા મમતા રાખવાં જોઇએ.

## ૧૪.
## સંસ્કાર.

૧. સાયાહ્નસ્તે ઘરમાંનાં સર્વ કાર્યો અદ્વિતીય અને અવિનાશી એવા પ્રભુનું નામસ્મરણ કરીને કરવાં.

૨. મૂર્તિપૂજા સંબંધી કોઈ પણ જાતના સંસ્કારનું લેશમાત્ર કિંચિત્ પણ અંશ તેમાં હોવો જોઈએ નહિ.

૩. તેમજ આપણા આપ્તસંબંધીઓ, અને મિત્રોનાં મન રાજી રાખવા માટે કોઈ પણ પ્રકારનું પ્રતિમાપૂજન કરવું નહિ; તેજ પ્રમાણે જેથી કરીને મનની પ્રવૃત્તિ મૂર્તિપૂજા તરફ ખેંચાઇ જવાનો સંભવ છે, એવી જાતના નિરર્થક નવા નવા સંસ્કારો ઉપસ્થિત કરવા નહિ.

૪. પોતાના ધર્મની પવિત્રતા હમેશાં ઉજ્વળ રાખવી. તેના કોઇ પણ વિધિમાં અથવા સંસ્કારમાં અધર્મ અથવા દંભનો પ્રવેશ થવા દેવો નહિ; તેમજ ન્હાનાં મ્હોટાં તમામ કૃત્યોમાં વિવેકથી વર્તીને પોતાનું મન નિર્મળ અને પવિત્ર રાખવું.

૫. ધાર્મિક સંસ્કારોમાં બહારનો આડંબર અને ડોળ ન હોવો જોઇએ.

૬. કારણકે માણસના મનમાં બાહ્યકર્મો કરવા વિષેની રૂચિ એકવાર ઉત્પન્ન થઈ કે તેની શ્રદ્ધા એ બાહ્યકર્મો

ઉપરજ ચોંટી રહે છે. એથી માણસ કર્મઠ બને છે, અને કર્મઠપણું એ આત્માના અંધપણાની નિશાની છે.

૭. તમામ સંસ્કારો સાદા અને હૃદયગ્રાહક હોવા જોઇએ; તેમજ તેનો અર્થ સર્વથી સમજી શકાય એવો સ્પષ્ટ હોવો જોઈએ.

૮. પ્રભુને સાદી ભક્તિ ઘણીજ ગમે છે, તેના ખરાભક્તોને શુષ્ક કર્મકાંડનો કંટાળો આવે છે.

૯. જે કર્મો ભક્તિયુક્ત થતાં નથી તે બધાં કર્મો વ્યર્થ છે; તેમજ જે સંસ્કારો કેવળ બહારનાજ છે, તેમાં જરા પણ પુણ્ય અથવા પવિત્રતા હોતી નથી.

૧૦. એકાદો સંસ્કાર ગમે તેટલા ગંભીર અર્થવાળો હોય તોપણ તે સંસ્કારમાં 'આત્માનો ઉદ્ધાર' કરવાનું સામર્થ્ય જરા પણ હોતું નથી; તેમજ જે વસ્તુને આપણે પવિત્ર સમજીએ છીએ તેમાં પણ કાંઈ પવિત્રપણું હોતું નથી.

૧૧. ઉત્તમ સુગંધીવાળા ધૂપ, સુગંધી પુષ્પો, નિર્મળ પાણી, ભવ્ય નિશાનો અને સુંદર ચિત્રો, એ સઘળાં ભક્તિનાં સાધનો છે, અને અંતઃકરણમાં ભક્તિભાવ ઉત્પન્ન કરીને તે વધારવામાં એ સઘળું કારણરૂપ થાય છે; તોપણ તે સર્વે સાધનોમાં સ્વતંત્રપણે કોઈ પણ જાતની પવિત્રતા વાસ કરતી નથી.

૧૨. સૌ સૌની સગવડ અને સોઈ પ્રમાણે સૌ સૌએ દરેક સંસ્કાર કરવાનો વખત, સ્થળ અને પ્રસંગ નક્કી કરવો; અને અમુકજ કાળ શુભ છે, અને અમુક અશુભ છે, એવી માન્યતા કદિ પણ રાખવી નહિ. પ્રભુને ત્યાં સર્વ કાળ શુભજ છે, અને સર્વે સ્થળો પવિત્રજ છે.

૧૩. શાસ્ત્રવાંચન, કથાપુરાણશ્રવણ, સ્નાન, દાન વગેરેનો યથાયોગ્ય ઉપયોગ કરવાથી પણ આત્માનું બહુ કલ્યાણ થશે, પરંતુ કેવળ તેનાથીજ સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે, એમ કોઈએ પણ માનવું નહિ.

૧૪. મતલબ કે કેવળ સંસ્કારોને અંગે કોઈ પણ જાતની પવિત્રતા નથી, પણ તે સર્વ શુદ્ધ અંતઃકરણપૂર્વક કરવાથી પરિણામે મન અત્યંત પવિત્ર થાય છે; એટલા માટે ધર્મ સંબંધી તમામ ક્રિયાઓ અને સંસ્કારો સદ્‌ભાવથી અને ગંભીરતાથીજ કરવા. જેના સંબંધમાં આપણાં અંતઃકરણમાં પૂજ્યભક્તિ નથી તેવું કર્મ લોકોની બ્હીકની ખાતર કે જનોની પ્રીતિ મેળવવાને સારૂ કદિ પણ આચરવું નહિ.

૧૫. ઘરની અંદર એકાદ કર્મ કે સંસ્કાર કરવો હોય તો તે યથાર્થ સાંગોપાંગ અને વિધિપૂર્વક કરવો. તેમાં કોઇ પણ જાતની ખામી પડવા દેવી નહિ. એમ કર્યાં

વિના તે સંસ્કારનું મહત્વ ખ્યાલમાં આવી શક્તું નથી, અને મહત્તા નહિ સમજાયાથી એ સંસ્કારથી જે કંઈ લાભ થવાનો હોય છે તે થતો નથી.

૧૬. આ પવિત્ર નવવિધાન ધર્મના સર્વે અનુયાયિયોએ દરેક સંસ્કાર, અને મુખ્ય મુખ્ય બાબતોના સબંધમાં પણ એક સરખી રીતે વર્તવું. દેશાચાર, કુળાચાર અને દરેક મનુષ્યની આવડત અનાવડત, એ બધાં ઉપર આધાર રાખનારી જે કેટલીક ગૌણ બાબતો છે તેને લીધે થોડો ઘણો તફાવત રહે તો તેમાં કંઈ હરકત નથી.

૧૭. આ પ્રમાણે "एकमेवाद्वितीयं" એટલે કે તેજ એક અદ્વિતીય એવા પરમાત્માના જે કોઈ પૂજકો છે, તેમના ધર્મવિચારોમાં જેમ એકતા છે, તેવી રીતે તેમના ધર્માચરણમાં અને ધાર્મિક સંસ્કારોમાં પણ એકતા હોવી જોઈએ.

---

## ૧૫.
## જાતકર્મ અથવા જન્મોત્સવ.

૧. ઘરમાં બાળકનો જન્મ થાય ત્યારે ઘરમાંનાં સર્વ મનુષ્યોએ આનંદ કરવો.

૨. આનંદનો આ પ્રસંગ મ્હોટા ઉત્સાહથી અને સમારંભથી ઉજવવો.

૩. બાળકનો જન્મ એ મહાન્ ઉત્સવનો પ્રસંગ છે. આકાશમાં તરતનું ઉદય પામતું કોઈ નવિન અતિ તેજસ્વી નક્ષત્ર જોતાંની સાથે અંતઃકરણમાં જેવો અવર્ણનીય આનંદ થાય છે, તે પ્રમાણે નવું બાળક જન્મેલું જોઈને તેના માતાપિતાને અલૌકિક આનંદ થાય છે. આ આનંદને પ્રસંગે પરમદયાળુ પ્રભુને વિસરી જવા નહિ જોઇએ.

૪. નવિન બાળક પરમાત્માની મહાન્ બક્ષિસ છે, તથા તેની અનંત કૃપાની સર્વોત્તમ નિશાની છે.

૫. ન્હાનાં બાળકોનાં મનમાં પવિત્રતા વસે છે, તેમના મુખચંદ્ર ઉપર ઇશ્વરનું તેજ ઝળકતું હોય છે.

૬. આવા પ્રકારનું પવિત્ર પ્રાણી જે ઘરમાં જન્મ પામે છે તે ઘરમાં અવશ્ય આનંદોત્સવ થવોજ જોઇએ.

૭. તે ન્હાનાં બાળકનાં માતાપિતા, ભાઈબ્હેન, સગાંસંબંધી, અને આડોશીપાડોશી, એ સર્વેએ મહોત્સવ કરવો; અને પરમદયાળુ પરમાત્માએ કૃપાળુ થઈને આ સંતતિરૂપ રત્ન આપણને બક્ષ્યું તે માટે તેમની સ્તુતિ કરવી.

૮. છોકરૂં જન્મ્યા પછી દાઈએ તેનું આખું શરીર ધોઇ સ્વચ્છ કરવું, અને તેને સ્વચ્છ સફેદ કપડાંથી વીંટી લઈને માતાના ખોળામાં મૂકવું.

૯. પોતાના બાળકરૂપ રત્નનું મુખકમળ નિહાળીને માતાએ પ્રેમપૂર્ણ અંતઃકરણથી ચુંબન કરવું.

૧૦. પછી આંખો મીંચીને શાંત ચિત્તથી પરમાત્માની સ્તુતિ કરવી કે:– હે દયાળુ પ્રભુ ! ત્હારી કૃપાથી પ્રાપ્ત થએલ આ બાળકરૂપ રત્નનું મુખકમળ જોઇને આ ત્હારી દીનદાસી કૃતાર્થ થઇ છે ! આ ત્હારો મ્હારા ઉપર અતિશ્રેષ્ઠ અનુગ્રહ છે. હે મંગળમય પિતા ! આ બાળકને આશીર્વાદ આપ, અને તેને સર્વ રીતે પોતાનો કરીને માન.

૧૧. એ પછી પિતાએ બાળકને નિહાળીને ઇશ્વરની સ્તુતિ કરવી.

૧૨. કેટલોક સમય વીત્યા પછી ભાઇ ભાંડુઓએ, પાસેનાં સગાંઓએ અને મિત્રમંડળે પણ બાળકને નિહાળવું, અને તેના કલ્યાણને માટે પ્રભુનો આશીર્વાદ માગવો.

૧૩. બાળકના જન્મદિવસથી તે એક મહિના સુધી તેને અને તેની માતાને એકાંત અને શાંત જગ્યામાં રાખવાં. બન્નેને બહુ સારીરીતે સંભાળવાં અને કુશ-

ળતાથી રક્ષણ કરવું. વૈદ્ય જે પ્રમાણે સલાહ આપે તે પ્રમાણે દવાપાણી આપીને તેમની સંભાળ રાખવી.

૧૪. એક માસ થયા પછી બાળકનું **જાતકર્મ** એટલે જન્મસંબંધી ઉત્સવનું કાર્ય કરવું.

૧૫. જાતકર્મ કરવા માટે જે દિવસ મુકરર કરેલો હોય તે દિવસે ઘરની અંદરનું ઉપાસનાસ્થાન પુષ્પ અને વેલથી શણગારવું. તે દિવસે સર્વે ઇષ્ટમિત્રોને ઉપાસના માટે આમંત્રણ કરવું.

૧૬. નિત્યની ઉપાસનાનો પૂર્વભાગ સમાપ્ત થયા પછી બાળકના પિતાએ પ્રાર્થના કરવી કેઃ-

૧૭. "હે કરૂણામય પ્રભો ! આ બાળક તે ત્હારી કૃપાનોજ પ્રસાદ છે. માતાના ઉદરમાં નવ માસ સુધી અતકર્ય ચતુરાઈથી તેં એનું પોષણ કર્યું, તેની દુર્બળ અવસ્થામાં આજ સુધી તેંજ તેનું રક્ષણ કર્યું, અને હવે પછી પણ તુંજ તેનું રક્ષણ કરનાર છે. પ્રભો ! ત્હારી કૃપાનો પાર નથી ! ! દયાળુ બનીને આ બાળકરત્ન જેવી રીતે તેં અમને આપ્યું છે, તેવીજ રીતે સઘળાં સંકટો અને રોગોથી તું એનું રક્ષણ કર. આ પ્રિય બાળકના સંબંધમાં મ્હારૂં શું કર્તવ્ય છે, તે મને શીખવાડ, અને તે મ્હારી શક્તિ પ્રમાણે બજાવવાનું મને બળ આપ. હું અતિશય અજ્ઞાની અને ઘણોજ દુર્બળ છું. એનું પાલન

કરવું, તેનામાં ભક્તિભાવ ઉત્પન્ન કરવો, અને તેના હાથથી ત્હારી સેવા ચાકરી કરાવવી, વગેરે અતિ કઠીન બાબતો ત્હારી કૃપા વિના મ્હારા હાથે કદિ પણ બની શકે તેમ નથી. તે બધું તુંજ મ્હારા હાથેથી કરાવ. આ બાળકને ત્હારો મંગળ આશીર્વાદ આપ તુંજ તેની માતા, તુંજ તેનો પિતા અને તુંજ તેનો સખા છે ત્હારા પોતાના કૃપાછત્ર નીચે તેને તું હમેશાં રાખ. આ બાળકને ત્હારા અમૃતમય ખોળામાં સર્વકાળ બેસાડી રાખ, કે જેથી કરીને તેને કોઈ પણ જાતની હરકત થઈ શકે નહિ. હે વિશ્વજનનિ! આ બાળક ઉપર એવી કૃપા કર કે તે મ્હોટું થયા પછી પોતાનાં કુળને સર્વ રીતે ભૂષણરૂપ થઇને માતાપિતાના અંત:કરણને સંતોષ આપે તેની બધી ઇચ્છાઓ, વિચારો અને આચારો મંગળમય બને તેમ કર."

૧૮. આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યા પછી ઉપાસકે આશીર્વાદ બોલવો, અને છેવટે સઘળા ભક્તજનોએ "શાંતિ શાંતિ શાંતિ" એમ ત્રણ વખત બોલવું

૧૯. પછી પ્રસંગને અનુસરતું એકાદ ગીત ગાઇને ઉત્સવ સમાપ્ત કરવો.



## ૧૬.
## નામકરણ
અથવા
## બાળકનું નામ પાડવું.

૧. બાળક ૭ માસનું થયા પછી તેનું નામ પાડવું.

૨. નક્કી કરેલા દિવસે પ્રાતઃકાળમાં બાળકને મંગળ સ્નાન કરાવવું.

૩. સ્નાન કરાવવાની પહેલાં તેના અંગે સુગંધી તેલનું મર્દન કરવું, અને માથાપર શીતલ તથા સુગંધવાળું તેલ ચોળવું. પછી સ્વચ્છ વાસણમાંના ગરમ પાણીથી સ્નાન કરાવવું અને આખું શરીર ધોઈ નિર્મળ કરવું. એ રીતે અભ્યંગસ્નાન થયા પછી સઘળું અંગ કોરૂં કરવું.

૪. ત્યાર બાદ તેને નવાં કપડાં પહેરાવવાં. માતાપિતાની શક્તિના પ્રમાણમાં તેના શરીર ઉપર ઘરેણાં વગેરે પેહેરાવવાં. એ અલંકારો સાદા અને બેસતા હોવા જોઈએ.

૫. પોતાના દેશના આચારને અનુસરી બાળકના કપાળમાં ચંદન ઈત્યાદિનું તિલક કરવું.

૬. બાળકને અભ્યંગસ્નાન અને વસ્ત્રાલંકારો પહેરાવવાની ક્રિયા કે વિધિ થતાં હોય તે વખતે પોતાના દેશમાં જે વાજીંત્રો મંગળ મનાતાં હોય તે વાગતાં રહેવાં જોઇએ.

૭. આ પ્રસંગે આખું ઘર ધોઈ લીંપીગુંપી સ્વચ્છ કરેલું જોઇએ. જે સ્થળ **નામકરણ સંસ્કાર** એટલે નામ પાડવાની ક્રિયા કરવા માટે નક્કી કર્યું હોય, તે સ્થળ સુંદર પુષ્પોથી, વેલીઓથી, તોરણોથી અને રંગબેરંગી નિશાનોથી સુશોભિત કરવું; અને નોતરેલા સઘળા આપ્તજનો તથા સુહૃજ્જનોને એ મંગળસ્થાનમાં બેસાડવા.

૮. બાળકનાં માતાપિતા જે સમાજમાં હોય તે સમાજના આચાર્ય, અથવા કોઈ ધર્મપ્રચારક, અને જો તે પણ ન હોય તો સમાજમાંના કોઈ વિચારશીળ ધર્મબંધુ એવા ગૃહસ્થની પણ આવા પ્રસંગમાં ઉપાધ્યાયની જગ્યાએ ગોઠવણ કરવી.

૯. ઉપાધ્યાયે પ્રથમ તો ઈશ્વરની ઉપાસના કરવી. એ ઉપાસનાનો પૂર્વભાગ પૂર્ણ થયા પછી બાળકને બહાર લાવવું.

૧૦. બાળકના પિતાએ બાળકને બહાર લાવી તેને પોતાના હાથમાં રાખી ઉપાસના કરવાના સ્થાનમાં

સ્થાપેલા આચાર્યના આસનની સામે ઉપાધ્યાય સન્મુખ ઉભા રહી પ્રાર્થના કરવી.

૧૧. તે પ્રાર્થના આમ કરવીઃ—"હે જગતના કારણુરૂપ જગદાત્મન્ પ્રભો ! અમો બ્રાહ્મબાળકોનો ગૃહદેવ તુંજ છે, માટે મ્હારૂં આ પ્રિય બાળક હું તને અર્પણ કરૂં છું. અમે તેનાં માનવી માતપિતા અતિ દુર્બળ છીએ. અમારાથી તેનું સંરક્ષણ શી રીતે બનવાનું છે ? અતિશય નબળી તથા અત્યંત કોમળ અવસ્થામાં અનેક જાતનાં સંકટોમાંથી તેંજ આ બાળકનું રક્ષણ કર્યું. માતાના સ્તનમાં અમૃતરૂપ દૂધ ઉત્પન્ન કરીને તેના કોમળ દેહનું તેંજ પોષણ કર્યું. હે કરૂણાળુ જનનિ! ત્હારી મમતાની સીમા નથી ! હે વત્સલ માતા ! આ બાળકનું આજ સુધી રક્ષણ કરી તેનું નામ પાડવાની મંગળક્રિયા કરવાનો શુભ પ્રસંગ તેંજ આણ્યો છે ! અત્યાર સુધી માતાના દૂધથી તેના શરીરનું પોષણ થયું; હવે આજથી આ બાળક વધારે સત્વવાળો ખોરાક ખાશે. એ ખોરાક પવિત્ર કર. તેને પાવન કર. આ બાળક મ્હોટું થઇને સમજણું થયા પછી તેની સર્વ ઇચ્છા અને મનોવાસના મંગળરૂપ થાય એવો આશીર્વાદ આપ. આ બાળક અમારૂં નથી; પણ ત્હારૂંજ છે. તું હમેશાં એની પાસેજ રહે, અને તેનું રક્ષણ કર. તે સમજણું થયા પછી તેના

હાથે અંતઃકરણપૂર્વક ત્હારી સેવા થાય એમ કર. અમે પામરો ત્હારી પાસેથી બીજું શું માગીએ ? તું સર્વજ્ઞ અને સર્વ સમર્થ છે. આ બાળકનું પૂર્ણરીતે કલ્યાણ થાય એમ કર. એજ અમારી ત્હારા પ્રત્યે પ્રાર્થના છે."

૧૨. આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી પિતાએ બાળકને ઉપાધ્યાયના હાથમાં આપવો, અને તેનું શું નામ રાખવું છે, તે તેમને જણાવવું. ઉપાધ્યાયે બાળકને પાસે લઈ તેનું નામ પાડતી વખતે બોલવું કે—

"પરમસમર્થ પરમેશ્વરની સ્હામે અને તેના આ ભક્તજનોની સ્હામે શ્રી * * * ના પુત્ર (અથવા કન્યા હોય તો તે પુત્રી) નું શ્રીમત્ (અથવા શ્રીમતિ) * * * આ નામ પાડું છું. પરાત્પર પરમાત્મા આ બાળકનું રક્ષણ કરો.

૧૩. આટલું બોલ્યા પછી ઉપાધ્યાયે બાળકના ગળામાં પુષ્પની માળા પહેરાવવી.

૧૪. પછી સઘળાં ભક્તમંડળે મળી "શાંતિઃ શાંતિઃ શાંતિ." એમ ત્રણ વાર બોલવું.

૧૫. આ પ્રમાણે નામકરણનો વિધિ પૂર્ણ થયા પછી બાળકને અન્નપ્રાશન* કરાવવું.

* આ સંસ્કારને ગુજરાતમાં "અબોટણ" કહે છે, તે પ્રસિદ્ધ છે.

૧૬. નામકરણવિધિ થયા બાદ ઇષ્ટમિત્રોએ બાળકને થોડો વખત પોતાની પાસે લેવું, અને પછી તેના પિતાએ અંતર્ગૃહમાં લઈ જઈ તેની માતાને સ્વાધીન કરવું. પછી તેણે તે બાળકને લઇને ભેગી મળેલી સર્વે સ્ત્રીઓની સાથે મધ્યગૃહમાં જવું. આ સ્થળ તે દિવસે સારી રીતે શણગારેલું હોવું જોઇએ. બધું સ્ત્રીમંડળ આવીને બેઠા પછી ઓરડાના મધ્ય ભાગમાં એક સુંદર બાજઠ માંડીને તે ઉપર બાળકને બેસાડવું.

૧૭. બાજઠની સ્હામે સારાં સારાં પકવાન્નો અને ફળોથી ભરેલી દશ બાર વાટકીઓ એક થાળીમાં ગોઠવી રાખવી.

૧૮. તે વાટકીઓમાંની એકમાં ભાત હોવો જોઇએ. તેમાં દૂધ નાખીને તેમાંના ત્રણ ચાર દાણા માતાએ બાળકનાં મ્હોંમાં મૂકવા. તે મૂકતી વખતે બોલવું કે—"પ્રિય વત્સ, આ અન્ન હું તને ખવરાવું છું, એથી પ્રભુ ત્હારા શરીરનું અને આત્માનું પોષણ કરો."

૧૯. પછી માતાએ બીજી બે ત્રણ વાટકીઓમાંનાં પકવાન્નો આંગળીથી બાળકને ચટાડવાં.

૨૦. આ રીતે માતાએ બાળકને અન્નપ્રાશન કરાવ્યા પછી ત્યાં ભેગી થયેલી સ્ત્રીઓમાંથી બે ત્રણ પુખ્ત

ઉમ્મરની સ્ત્રીઓએ બીજી વાટકીઓમાંનાં મિષ્ટાન્નો બાળકને ચટાડવાં.

૨૧. બાળકનો આ પ્રમાણે અન્નસંસ્કાર થતો હોય તે વખતે બહાર મંગળ વાદ્યો વગાડતાં રાખવાં; અને ઘરમાં બાળકની આસપાસ ટોળે મળેલી સ્ત્રીઓએ ગીતો ગાવાં.

૨૨. આ રીતે અન્નસંસ્કાર પૂર્ણ થયા પછી પિતાએ બાળકને ફરીથી અંતર્ગૃહમાંથી પુરૂષોના મંડળમાં બહાર લાવવો. પછી તેના આપ્તમિત્રોએ મળી બાળકને વસ્ત્રો કે ઘરેણાંની બક્ષિસો આપવી, અને બાળકનું શુભચિંતન કરી તેને આશીર્વાદ આપવો.

---

## ૧૭. દીક્ષા અથવા ધર્મપરિગ્રહ.

૧. દરેક બ્રાહ્મગૃહસ્થે પોતાના પુત્રને અને પુત્રીને લેખન વાંચનાદિ હરેક પ્રકારનું ઉપયોગી શિક્ષણ સૌ સૌની યોગ્યતા અને શક્તિના પ્રમાણમાં અવશ્ય આપવુંજ જોઇએ.

૨. છોકરૂં સારી રીતે સમજણું થયા પછી પોતે અથવા તો બીજા કોઈ યોગ્ય ગુરૂદ્વારા બ્રાહ્મધર્મના

મુખ્ય મુખ્ય સિદ્ધાંતો તેને શીખવવા; તેમજ બ્રાહ્મધર્મ સંબંધી જે સારાં સારાં પુસ્તકો હોય તે તેની પાસે વંચાવવાં, અને તેનો અર્થ સમજાવવો.

૩. આ પ્રમાણે પુત્રનું ધર્મશિક્ષણ પૂર્ણ થયા પછી અને તેની ઉમ્મરનાં સોળ વર્ષ પૂરાં થયા પછી, તેને બ્રાહ્મધર્મની દીક્ષા આપવી, અને બ્રાહ્મ કરી દેવો. છોકરાને આ દીક્ષા તેના વિવાહની પૂર્વેજ આપવી. તે આપ્યા વિના પુત્રનો વિવાહ કરવો નહિ.

૪. આ દીક્ષાવિધિ બ્રાહ્મમંદિરમાં અથવા તો પોતાનાં ઘરમાં ઉપાસના કરવાના સ્થળમાં કરવો.

૫. આ વિધિ કરવાનો જે દિવસ નક્કી કર્યો હોય તે દિવસે સ્હવારે પુત્રે અભ્યંગસ્નાન કરીને પવિત્ર થવું.

૬. છોકરાનું સ્નાન પૂરૂં થયા પછી સ્નાનાંતે છોકરાના પિતાએ અથવા ઘરમાંના કોઇ વડિલ માણસે નવવિધાનનિશાનમુદ્રિત એટલે કે નવવિધાનનું જે ચિન્હ નક્કી કરેલું છે તે ચિન્હ જે પાત્ર ઉપર પાડેલું હોય તે પાત્રથી તેના મસ્તક ઉપર પાણીનું સિંચન કરવું.

૭. પિતા માથા ઉપર પાણીનું સિંચન કરતા હોય તે વખતે પુત્રે આ પ્રમાણે બોલવું —" નિર્મળ પાણીથી જેમ આ મ્હારૂં શરીર પ્રભુ ધોઇને સ્વચ્છ કરે છે,

તેમ તે મ્હારાં અંતઃકરણને ધોઈ સાફ કરી તેમાંનો પાપરૂપી મળ ધોઈ નાખો ! આ શાંતિરૂપી જળથી જેવી રીતે મ્હારા દેહના સર્વ તાપ ભસ્મિભૂત થાય છે, તેવી રીતે પરમાત્મા પોતાનું કૃપારૂપી જળ સિંચન કરીને મ્હારાં અંતઃકરણને શાંતિ આપો."

૮. આ "શાંતિજળ સંસ્કાર" પૂરો થયા પછી તુરતજ દીક્ષા લેનાર પુત્રે, તેના પિતાએ અને તેની આસપાસનાં સ્ત્રીપુરૂષોએ "શાંતિઃ શાંતિઃ શાંતિ" એમ ત્રણવાર બોલવું.

૯. આ પ્રમાણે સ્નાન થયા પછી તેણે સ્વચ્છ સફેત કપડાં પહેરવાં, અને ભગવું કરેલું ઉપરણું અંગવસ્ત્ર તરિકે પાસે રાખવું. એવા પહેરવેશથી સજ્જ થઈ પોતાના મિત્ર સંબંધીઓની સાથે ઉપાસનાસ્થાનમાં જવું, અને આચાર્યના આસનની સ્હામે થોડેક છેટે ઉપાધ્યાયની સન્મુખ બાજઠ મૂક્યો હોય તે ઉપર બેસવું.

૧૦. ઉપાધ્યાયે ઉપાસના કરવાનો આરંભ કરવો, અને ઉપાસનાનો પ્રથમભાગ પૂર્ણ થયા પછી દીક્ષા લેનાર છોકરાને પોતાની પાસે બોલાવવો.

૧૧. પછી છોકરાના પિતાએ અથવા તો ઘરમાંના કોઈ મ્હોટી ઉમ્મરના આપ્ત ગૃહસ્થે છોકરાને સાથે

લઈને ઉપાધ્યાય સન્મુખ વેદી સ્હામે ઉભા રહેવું અને બોલવું:–" આચાર્ય મહારાજ ! શ્રીમાન્ * * * એઓ બ્રાહ્મધર્મની દીક્ષા લેવાની ઈચ્છાથી આપની સ્હામે આવેલા છે. દીક્ષાગ્રહણ કરવાને માટે તેઓ લાયક છે એમ મને લાગે છે. આપને ઉચિત જણાતું હોય તો તેને દીક્ષાદાન આપવાની કૃપા કરશોજી."

૧૨. ત્યાર બાદ આચાર્યે દીક્ષા લેનારને પૂછવું કેઃ–

**આચાર્ય**–દીક્ષાર્થી તમે આ પવિત્ર બ્રાહ્મધર્મની દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો છે કે ?

**દીક્ષાર્થી**–હા, આચાર્યજી.

**આ૦**–બ્રાહ્મધર્મનાં અનાદિસિદ્ધ મૂળતત્ત્વો આપ જાણો છો કે ? અને તે ઉપર આપનો પૂર્ણ વિશ્વાસ છે કે ?

**દી૦**–હાજી.

**આ૦**–આ ધર્મદીક્ષા સ્વીકારવાની બાબતમાં તમોને ઈશ્વરીપ્રેરણા થયેલી છે કે ?

**દી૦**–હા, મહારાજ ! થએલી છે.

**આ૦**–સંસારમાંનાં નિત્યકર્મો બ્રાહ્મધર્માનુસાર કરવાને માટે તમે તૈયાર છો ?

**દી૦**–હાજી, હું રાજીખુશીથી તૈયાર છું. મ્હારા જેવા પામરની ઈચ્છા અંશરૂપે પણ સફળ કરવાને માટે પ્રભુ સમર્થ છે.

આ૦—પ્રભુ એક, અદ્વિતીય અને સર્વવ્યાપી છે; તે અનંત, અવ્યંગ, સર્વસમર્થ, પરમપવિત્ર, આનંદમય, દયાસાગર, મંગળનિધિ અને સૃષ્ટિસ્થિતિલયકર્તા છે; માણુસ માત્રનો પરમ શ્રેષ્ઠ પિતા, માતા, બંધુ, મિત્ર, સંબંધી, ગોત્રી વગેરે સર્વ તેજ છે. તેજ એક ભક્તવત્સલ, પૂજનીય, વંદનીય અને આરાધ્ય છે, એવી તમારી માન્યતા છે કે?

દી૦—હા, મ્હારો એવો દૃઢ વિશ્વાસ છે.

આ૦—આત્મા અમર છે, અને તે અનંતકાળ સુધી ઉન્નતશીલ છે, એવો તમારો વિશ્વાસ છે કે?

દી૦—હા, આચાર્યજી.

આ૦—મનોદેવતાદ્વારા પ્રભુ પોતાની ઇચ્છાઓ મનુષ્યોને જણાવે છે, અને વિવેકશક્તિદ્વારા મનુષ્યોને સત્યાસત્યનું પૂર્ણ જ્ઞાન થાય છે, એમ તમે માની શકો છો કે? આ લોકમાં માણુસો જે કાંઈ સારાં નરસાં કર્મો કરે છે, તે સઘળાંનો હિસાબ મરણ પછી પરમેશ્વરની પાસે આપવો પડે છે, અને માણુસને સત્કર્મોના બદલામાં ઇશ્વરકૃપા તથા પાપકર્મોના બદલામાં સખ્ત શિક્ષા, આ લોકમાં તેમજ પરલોકમાં પણ પ્રાપ્ત થાય છે, એમ તમારી ખાત્રી છે કે?

દી૦—હાજી, છે.

આ૦—પરમાત્માનો સત્યધર્મ સર્વત્ર છે; તે ધર્મમાં પૃથ્વી ઉપરના સર્વ ધર્મોનો, સર્વ શાસ્ત્રોનો અને સર્વ પ્રકારના જ્ઞાનનો પૂર્ણપણે સમાવેશ થાય છે; જુદા જુદા દેશમાંના સંતો, મહંતો, ઋષિયો, મુનિયો, યોગિયો અને ધાર્મિક પુરૂષો, એ સર્વના શિક્ષણનું રહસ્ય એકજ છે, અને ખરેખરી રીતે જોતાં તેમાં જરા પણ જુદાપણું નથી; સરલ વિચાર, દ્રઢ વિશ્વાસ, વિશુદ્ધ ભક્તિ, સત્યયોગ, સાત્વિક વૈરાગ્ય અને અખંડ કર્તવ્યપરાયણતા, એ સઘળું સત્યધર્મ માટે જરૂરનું છે; સર્વ મનુષ્યો એકજ પ્રભુનાં બાળકો છે, માટે ધર્મને નામે જુદા જુદા પંથો ઉભા કરીને તેઓ એક બીજાની સાથે કલહ કરે અને પરસ્પરનો છળ કરે, એ પ્રભુને કદિ પણ પ્રિય થતું નથી, એવો તમારો દ્રઢ વિશ્વાસ છે કે?

દી૦—હાજી, મ્હારો એવો પૂર્ણ વિશ્વાસ છે.

આ૦—વિચારવાળા મનુષ્યને વિવેકદ્વારા ઇશ્વરીઇચ્છાનું જ્ઞાન થાય છે, તેવીજ રીતે ખાસ પ્રસંગે સાધુપુરૂષોને પરમાત્મા તરફથી ખાસ પ્રેરણા થાય છે, એમ તમે માનો છો કે? પરમાત્મા સર્વ સ્થળે અને સર્વ પ્રસંગોમાં હાજરજ હોય છે, આ વિશાળ વિશ્વના ન્હાના

મ્હોટા બધા વહેવારો તેજ ચલાવે છે, અને બધા માણુસો સાથે તેનો અતિ નિકટ સંબંધ છે, એવી તમારી ખાત્રી છે કે?

દી૦—હાજી, છે.

આ૦—જગતમાંનાં ધર્મશાસ્ત્રોને તમે માનો છો કે? તે ઉપર તમારી શ્રદ્ધા છે કે?

દી૦—માણસજાતને ધર્મમાર્ગનું જ્ઞાન આપવા સારૂ જુદા જુદા સમયમાં અને જુદા જુદા દેશમાં પરમેશ્વરે જુદા જુદા સાધુપુરૂષોને ઉત્પન્ન કર્યા છે, તેમનો ઉત્તમ ઉપદેશ ધર્મગ્રંથોમાં લખી રાખ્યો છે, તે જે પ્રમાણમાં શુદ્ધ અને અબાધિત હોય છે તે પ્રમાણમાં હું તે ગ્રંથોને માન આપું છું.

આ૦—જગતમાં આજ સુધીમાં જે જે સાધુપુરૂષો થઈ ગયા છે તેમને તમે માનો છો કે? તેમના ઉપર તમને શ્રદ્ધા છે કે?

દી૦—સાધુપુરૂષ ગમે તેટલો પવિત્ર હોય તોપણ તે સાક્ષાત્ ઈશ્વરનો નિષ્પાપ અને નિષ્કલંક અવતાર છે, એમ હું માનતો નથી; પણ તેનામાં પ્રભુનો સાત્વિક સ્વભાવ જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં તે પુરૂષ

મને માનનીય છે, એમ હું સમજું છું; તેમજ તેના સ્વભાવમાં અને આચાર વિચારમાં જે કાંઈ શુદ્ધ અને દૈવી અંશો હોય તે સર્વ મ્હારે અનુકરણીય છે, અને મ્હારે તેનો સ્વીકાર અવશ્ય કરવોજ જોઇએ, એમ હું માનું છું.

આ૦—તમારી શ્રદ્ધા શા ઉપર છે?

દી૦—જેના યોગે અંતરાત્માને શાશ્વત આનંદનો લાભ થાય, એવું જે પરમાત્માનું પૂર્ણ જ્ઞાન, તે ઉપર મ્હારી શ્રદ્ધા છે.

આ૦—તમારૂં શાસ્ત્ર કયું?

દી૦—મનુષ્ય માત્રને પાવન કરનારો જે પ્રભુપ્રેમ તેજ મ્હારૂં શાસ્ત્ર છે.

આ૦—તમારૂં સ્વર્ગ કયું?

દી૦—વિવેકપૂર્વક વર્તવાથી જે સર્વને પ્રાપ્ત થઈ શકે છે, તે પ્રભુનો અમૃતમય સહવાસ, એજ મ્હારૂં સ્વર્ગ છે.

આ૦—ખરેખરા ઈશ્વરભક્ત થવા માટે કયા કયા ગુણોની જરૂર છે?

દી૦—સત્ય, પ્રેમ અને પવિત્રતા, એ ગુણો વિના સાચી ઇશ્વરભક્તિ થઈ શકતી નથી. એ ગુણો જેનામાં હોય છે તેજ પ્રભુના બ્રહ્મરાજ્યનો અધિકારી થઈ શકે છે.

આ૦—ત્યારે હવે પ્રભુ સમક્ષ પ્રતિજ્ઞા કરીને આ પવિત્ર બ્રાહ્મધર્મનો તમે સ્વીકાર કરો.

દી૦—આજ રોજ * * * તા૦ * * મી માહે * * * સને * * * ના શુભ દિવસે મંગળમય પ્રભુ સમક્ષ પ્રતિજ્ઞા કરીને હું કહું છું કે—તેના આ પવિત્ર બ્રાહ્મધર્મ ઉપર મ્હારો પૂર્ણ વિશ્વાસ છે. તેનો જાહેર રીતે સ્વીકાર કરવો એ મ્હારૂં પરમશ્રેષ્ઠ કર્તવ્ય છે. તે કર્તવ્ય યથાશક્તિ મ્હારાથી બજાવી શકાય તે સારૂ હું બ્રહ્મો-સમાજનો સભાસદ થાઉં છું. પ્રભુ મને સહાય થાઓ !

આ૦—સર્વ પ્રકારના અસત્યભાવ, અપવિત્રપણું અને મિથ્યા અભિમાનથી સાવચેત રહી દૂર રહેજો; અંતઃક-રણમાં ભક્તિભાવ વધારીને પોતાના આચાર વિચાર સદા મંગળમય રાખજો; અને જેથી કરીને પ્રભુનું ગૌરવ થાય તથા તેના પવિત્ર ધર્મનો મહિમા વધે એવી રીતે સર્વ પ્રસંગે વરતજો; એમ હું તમને પ્રભુના નામથી કહું છું.

દી૦—દયાળુ પ્રભુ ! મ્હારાથી સદા સત્યાચરણ થઈ શકે, અને ત્હારા પવિત્ર ભક્તમંડળને કલંક લાગે એવું કોઇ પણ કુકર્મ મ્હારાથી ન થાય, એવો મંગળ અનુ-ગ્રહ મ્હારાપર કર !

આવી રીતે પ્રાર્થના કરી દીક્ષાર્થી ગૃહસ્થે પ્રભુને નમસ્કાર કરવા.

આ૦–સર્વ શક્તિમાન્ પ્રભુ તમારા મદદગાર થાઓ અને તમારૂં રક્ષણ કરો !

આ પ્રમાણે દીક્ષાસંસ્કાર પૂરો થયા પછી આચાર્યે આ નવા બ્રાહ્મગૃહસ્થને "નવવિધાન" એ અક્ષરો જેનાપર પાડેલા છે એવું એક નિશાન આપવું; અને પછી સમાજ તરફથી બે પુખ્ત સભાસદોએ "શાસ્ત્ર-વચનો" તથા "નવસંહિતા" એ બે પુસ્તકો, તેમજ નિત્યોપાસના કરવા માટે એક આસન તેને આપવું. પછી તેને ભાઈ જેવો ગણીને સ્નેહથી આલિંગન કરવું.

તે પછી જે ગૃહસ્થે દીક્ષા લીધી છે, તેણે સદ્ભાવથી પ્રભુને નમસ્કાર કરવા; અને સઘળા સમાજે ગંભીર વાણીથી "ब्रह्मकृपाहि केवलं" એમ બોલીને "शांतिः शांतिः शांतिः" એમ ત્રણવાર બોલવું.



## ૧૮.
## વિવાહ અથવા લગ્નસંસ્કાર.

૧. ઉમ્મર લાયક થયા વિના પુત્રનો કે પુત્રીનો વિવાહ કરવો નહિ.

૨. ન્હાનપણમાં લગ્ન કરવાથી વર તેમજ વહુ, એ બન્નેને શારીરિક તેમજ માનસિક હાની થયા વિના રહેતી નથી; એટલુંજ નહિ પણ તેમનાથી ઉત્પન્ન થનારી પ્રજા પણ દુઃર્બળ, અશક્ત અને નિઃસત્વ હોવાથી આખા જનસમાજનું અહિત થવા ઉપરાંત સમગ્ર દેશની અનિવાર્ય ખરાબી થાય છે, માટે બાળ-વિવાહ એ પરમેશ્વરની મંગળમય ઇચ્છાથી સર્વ રીતે વિરૂદ્ધ છે, એટલે કે એક પ્રકારનું પાપજ છે.

૩. સ્રીઓની કુંવારી અવસ્થા અત્યંત પવિત્ર છે. તેને જે કોઈ ભ્રષ્ટ કરે છે તેને અધમમાં અધમ નર પશુ સમજવો. તેના પાપની સીમા નથી.

૪. જુદા જુદા દેશમાંનાં હવા પાણીને અનુસરી સ્રી અને પુરૂષનો વિવાહ કરવાનો સમય નક્કી કરવો. આવી બાબતોમાં કુદરતના નિયમો એજ પ્રભુની આજ્ઞા છે, એમ સમજવું.

૫. પોતાની ઈચ્છાને આધીન થઈને મનુષ્યોએ બહુ વહેલો તેમજ બહુ મોડો વિવાહ કરવો નહિ. દેહસ્વભાવને અનુસરી શરીર અને મન પરિપકવ દશામાં આવે ત્યારેજ વિવાહ કરવા માટે પ્રવૃત્ત થવું જોઈએ.

૬. વિવાહ કરવાનો સમય નક્કી કરવો તે માત્ર ઉમ્મર અને દેશનાં હવાપાણીને અનુસરીનેજ નક્કી કરવો એટલુંજ બસ નથી, પણ વ્યક્તિમાત્રની શરીરપ્રકૃતિ, સ્વભાવ, શિક્ષણ, વર્તણુક અને દ્રવ્ય સંબંધી તેની સ્થિતિ, એ બધી બાબતોનો બરાબર રીતે વિચાર કરીને પછીજ અમુક માણસે લગ્ન ક્યારે કરવું, તે ઠરાવવું જોઈએ.

૭. વિષયવાસના તૃપ્ત કરવા માટે કે આપણાં ઐહિક સુખોને માટેજ કાંઈ લગ્ન કરવાનું નથી; માટે પત્નીની પસંદગી તેના બહારના સૌન્દર્ય ઉપરથી કે તેનાદ્વારા પ્રાપ્ત થનારા દ્રવ્યની લાલચથી કરવી નહિ; પણ આવાં મહત્વના કામમાં જાતે વિવેકપૂર્વક વિચાર કરવો અને માબાપ તેમજ સમજુ મિત્રોની સલાહ પણ અવશ્ય લેવી.

૮. વિવાહના કામમાં વિચાર કર્યા વગર ઉતાવળ કરીને ઘણા માણસોએ પોતે પોતાના હાથેજ પોતાનો નાશ કરી લીધો છે, માટે તે સંબંધમાં યુવાન સ્ત્રી પુરૂષોએ બહુજ સાવચેત રહેવું જોઈએ.

૯. યુવાન વરકન્યાની ઇચ્છા અને ઘરનાં વડીલ માણસોની યોગ્ય સલાહ, એ બન્નેને અનુસરીને જે વિવાહસંબંધ થાય, તે સંબંધ બન્નેને કલ્યાણકારક થાય છે.

૧૦. સ્ત્રી પુરૂષે પોતપોતાને યોગ્ય પતિપત્ની પસંદ કરવાં અને તેમાં ઘરમાંના વડીલોની સંમતિ મેળવવી; અથવા વડીલોએ યોગ્ય વરકન્યા જોવાં અને તે પોતાના પુત્ર પુત્રીને પસંદ છે કે નહિ, તે જોવું. મતલબ કે તેમાં તેમની પસંદગી પણ હોવી જોઇએ.

૧૧. લગ્ન થવા પહેલાં ભવિષ્યનાં વરવહુએ એક બીજાનો સ્વભાવ, આવડત અનાવડત, ચાલ ચલગત વગેરે બધી બાબતોની પોત પોતાની મેળે અથવા પોતાનાં માતાપિતાદ્વારા પૂર્ણ માહિતી મેળવી લેવી. છોકરાં સમજણાં અને હુશિયાર હોય તો તેઓ વારંવાર એક બીજાને મળે અને પરસ્પર વાતચિત કરે.

૧૨. આ પ્રકારે મળવાના તથા વાતચિત કરવાના પ્રસંગો વડીલોની સંમતિથી તેમના સમક્ષજ થવા જોઇએ. તેમની પાછળ એટલે કે તેમની જાણ બહાર કદિ પણ આવા પ્રસંગ થવા જોઇએ નહિ. તેમજ આવા પ્રસંગમાં એક બીજાનો બહુ નિકટ સહવાસ કદિ પણ થવા દેવો નહિ.

૧૩. યુવાન મનુષ્યોમાં આત્મસંયમ કરવાનું બળ બહુજ થોડું હોય છે, તેથી એવા પ્રસંગોમાં યુવાન સ્ત્રી પુરૂષનો જો વધારે સહવાસ થાય તો તેઓ બન્ને ભ્રષ્ટ થઇને પતિત થાય છે; અને આખરે જગતમાં આબરૂને ડાઘ લાગે નહિ તેટલા માટે પોતાનાં પાપકર્મ ઉપર વિવાહરૂપી પીછોડી ઢાંકવા તેઓ મથે છે. પરંતુ એમ કરવાથી કાંઈ પાપકર્મ ઢંકાઇ જતું નથી.

૧૪. આવાં લગ્ન પાપરૂપ છે. એથી કરીને બન્નેનું અકલ્યાણ થાય છે, અને કુળની સત્કીર્તિનો નાશ થાય છે, તથા પ્રજાની નીતિનો પણ વિનાશ થાય છે; માટે લગ્નની ઇચ્છાવાળાં વરકન્યાનાં માબાપોએ તેમજ વડીલોએ બહુજ સાવચેત રહેવું જોઇએ.

૧૫. પતિત થઈને પાપમાર્ગમાં પડેલાં સ્ત્રી પુરૂષને જ્યારે પશ્ચાતાપ થાય અને સન્માર્ગે ચાલવાની ઇચ્છા થાય ત્યારે તેમણે લગ્ન કરવું. પરંતુ તેમનો પશ્ચાતાપ ખરા અંતઃકરણપૂર્વક થયો હોવો જોઈએ. આવા પ્રકારે પાપ સમુદ્રમાં પડી નાશ પામેલાંઓને હાથ આપી ઉપર કાઢવાં, એ મ્હોટું સત્કર્મ છે; પરંતુ તેમ કરવા જતાં પોતાના આત્માને કલંક લાગી ન જાય, એ ખાસ સંભાળવું.

૧૬. પુરૂષને એકજ પત્ની હોવી જોઈએ અને સ્ત્રીને પણ એકજ પતિ હોવો જોઈએ.

૧૭. પુરૂષને એક ઉપરાંત વધારે સ્ત્રી હોવી અને સ્ત્રીને પણ એક ઉપરાંત વધારે પતિ હોવા, એ બન્ને ચાલ બહુજ નિંદાપાત્ર છે. બ્રાહ્મસમાજમાં તેમને માટે ઠેકાણું નથીજ. પોતાની પરણેતર સ્ત્રી અણુગમતી, કુરૂપ, રોગી, વંધ્યા, વ્યભિચારીણી કે ગમે તેવી હોય તોપણ તેને છોડી પુરૂષે બીજી સ્ત્રી સાથે કદિ પણ લગ્ન કરવું નહિ; તેમજ પોતાનો પતિ ખરાબ, દુષ્ટ, વ્યસની, વ્યભિચારી કે ગમે તેવો હોય તોપણ તેને છોડી સ્ત્રીએ બીજો પતિ કરવો નહિ.

૧૮. કોઈ પણ કારણને લીધે પરણેલાં સ્ત્રી પુરૂષે છૂટાછેડા કરી, તે વિવાહથી મુક્ત થઈ, બીજું લગ્ન કરવું નહિ.

૧૯. અણુગમો, અપ્રેમ અથવા ખરાબ વર્તન, એટલુંજ નહિ પણ વ્યભિચારના કારણને લઈને પણ છૂટાછેડા કરે તોપણ વિવાહમુક્ત તો થવાતુંજ નથી.

૨૦. છૂટાછેડા કરવા માટે પોતાના મિત્રો સલાહ આપે અથવા સરકારી અમલદારો તેમ કરવાની પરવાનગી આપે, તોપણ તે માત્ર વ્યવહારદ્રષ્ટિથી અને

ઐહિક સુખોપર લક્ષ્ય રાખીનેજ આપી છે, એમ સમજવું. પણ એમ કરવું એ ઈશ્વર ઇચ્છાને બિલકૂલ સંમત નથી.

૨૧. ઈશ્વરી નિયમો પ્રમાણે જોતાં વિવાહબંધન અત્યંત પવિત્ર અને સર્વદા અભેદ્ય છે. તે ઉપરથી આપણામાં કહેવાય છે કે લગ્નબંધન એ રેશમની ગાંઠ જેવું છે.

૨૨. જે સંબંધ સાક્ષાત્ પ્રભુએજ જોડેલો છે, તે તોડવાનો કોઈ પણ મનુષ્યને અધિકાર નથી.

૨૩. આમ હોવા છતાં પણ જો કોઇ મનુષ્ય માત્ર છૂટાછેડા કરીને વિવાહબંધનથી પોતાને મુક્ત થયો માનશે અને બીજું લગ્ન કરશે તો તે પ્રભુનો ઘોર અપરાધી બનશે. આવી રીતે લગ્ન કરનાર તેમજ કરાવી આપનાર એ બન્ને પ્રભુ સમક્ષ મહાપાપી ગણાશે.

૨૪. વિવાહ થયા પછી ધાર્મિક બાબતો સંબંધે પતિપત્નીમાં મતભેદ થાય તોપણ તેમણે લગ્નસંબંધ તોડવો નહિ.

૨૫. બન્નેમાંથી એક જણે ધર્મ બદલી બીજા ધર્મનો સ્વીકાર કર્યો હોય તોપણ બીજાએ પુનર્લગ્ન

કરવું નહિ. એવી દુઃખી અવસ્થામાં પણ ઇશ્વરેચ્છાને બળવાન્ માની સંતોષ રાખવો.

૨૬. બન્નેના સ્વભાવનાં જુદાપણાંને લીધે અથવા બેમાંથી એકના વાંકને લીધે ક્લેશ ઉત્પન્ન થાય, અને ક્રોધના આવેશમાં આવી બન્ને જુદાં થઈ જાય, તોપણ એક બીજાના જીવમાં જ્યાં સુધી જીવ હોય ત્યાં સુધી તેઓમાં સંપ થાય, અને તેઓ સલાહ કરી પ્રેમભાવથી વર્તે, તેમ કરવા તેમના આપ્તમિત્રોએ સતત પ્રયત્ન કરવો.

૨૭. આ ઉપરથી સ્ત્રી પુરૂષે સારી રીતે ખ્યાલમાં રાખવું કે "લગ્ન" એ જન્મ પર્યંતની ગાંઠ છે. બ્રાહ્મ-સમાજમાં લગ્નમુક્ત થવાનું નામ પણ નથી.

૨૮. ભરજુવાનીમાં સ્ત્રી વિધવા થાય અથવા પુરૂષ વિધુર થાય તો તે સ્ત્રીને અથવા પુરૂષને ફરીવાર લગ્ન કરવામાં અડચણ નથી. છતાં પણ આ દુઃખદાયક પ્રસંગ જો પુખ્ત ઉમ્મરે પ્રાપ્ત થયો હોય તો તો એકલાં રહીને બાકી રહેલું આયુષ્ય સત્કર્મ કરવામાં તથા ઈશ્વરભજન કરવામાં ગાળવું.

૨૯. વરકન્યાનાં કૂળો પરસ્પર વધારે દૂરના સંબંધમાં હોય તો તે વધારે સારૂં.

૩૦. લગ્નસંબંધ એકદમ પાસેનાં સગાંમાં કદિ પણ કરવો નહિ; કારણકે પાસેના સગાંઓમાં એવો સંબંધ કરવાથી પ્રજા દુર્બળ અને અનીતિમાન્ થાય છે.

૩૧. વરકન્યાનાં માબાપોમાં ઓછામાં ઓછું ચાર પેઢીનું અંતર હોવું જોઈએ, એટલે કે તે દરમિયાન પરસ્પર સંબંધ હોવો જોઈએ નહિ. વરકન્યા જેમ વધારે જુદા કૂળનાં હોય કે દૂરના કૂળનાં હોય તેમ વધારે સારૂં.

૩૨. લગ્નની બાબતમાં વર તથા કન્યા, એ બન્નેનો નિશ્ચય થાય, એટલે કોઇ સારા શુભ દિવસે બન્નેના કુટુંબમાંના આપ્ત મિત્રો સમક્ષ પરસ્પર નક્કી વાતચિત થવી જોઈએ. આ પ્રસંગ કન્યાને ઘેર થવો જોઈએ. લગ્ન સમયે વરકન્યાને શું શું પહેરામણી આપવી, તથા શું શું કપડાંલતાં અને દરદાગીના આપવા, વગેરે બધી બાબતોનો ઠરાવ આ પ્રસંગેજ કરવો, અને જરૂર જેવું જણાય તો ત્યાંને ત્યાંજ લેખપત્ર કરી લેવું. તે પછી વરકન્યાએ લગ્નની સંમતિ દાખલ પોતપોતાની પ્રેમમુદ્રિકા એક બીજાને આપવી. આ વિધિ થયો એટલે વાક્‌નિશ્ચય થઇને વિવાહ સંબંધ નક્કી થયો, એમ સમજવું.

૩૩. કોઈ લગ્ન સંબંધ એવો હોય કે તેથી કરીને જુદા વર્ણોનું ઐક્ય થઈ પરમેશ્વરના પવિત્ર ધર્મનો

વધુ ફેલાવો થવાનો સંભવ હોય, એમ જે વરકન્યાનાં માબાપોને વિવેકપૂર્વક રીતે જોતાં લાગતું હોય, તેમણે પોતાનાં પુત્ર પુત્રીને ધર્મ નિયમ પ્રમાણે ઉપવર થવા પહેલાં એટલે કે ઉમ્મરમાં આવ્યા પહેલાં વાક્નિશ્ચય-વિધિ કરવામાં હરકત જેવું નથી. પરંતુ આ વાક્-નિશ્ચય પણ છોકરાં સમજણાં થયા વિના ઉતાવળે કરવો નહિ, અને તેના વિવાહ તો તેઓ ઉમ્મરમાં આવ્યા પહેલાં કદિ પણ કરવા નહિ.

૩૪. વાક્નિશ્ચયવિધિને પણ લગ્ન જેવોજ પવિત્ર સમજવો. તોપણ લગ્નવિધિ થયા વિના ભવિષ્યનાં વરવહુને પતિપત્ની તરિકેના સંબંધથી રહેવાનો અધિકાર નથી; એટલુંજ નહિ પણ તેમના માબાપોએ તે બન્નેનો કોઈ પણ પ્રકારનો વધારે સહવાસ થવા દેવો નહિ.

૩૫. લગ્ન માટે નક્કી કરેલા દિવસથી એક અઠ-વાડીયાં પહેલા ભવિષ્યમાં થનારાં વરવહુનો અભ્યંગ-સ્નાનવિધિ કરાવવો. એ દિવસે વરને ઘેર વરને [illegible]ને ઘેર કન્યાને મ્હોટા સમારંભથી મંગળ [illegible] અંગે સુવાસિક તેલોનું મર્દન કરી [illegible]થે ગરમ પાણીથી તેમને સ્નાન

કરાવવું. તે વખતે સ્ત્રીઓએ મંગળગીતો ગાવાં અને પાણી રેડવું તથા તેમનાપર પુષ્પ વૃષ્ટિ કરવી. આ સ્નાન સમારંભ પૂરો થયા પછી સુંદર વસ્ત્ર તથા આભૂષણ પહેરી વરે પોતાના ઇષ્ટમિત્રો સાથે કન્યાને ઘેર જમવા જવું.

૩૭. એ દિવસથી બન્ને કુટુંબમાંનાં માણસોએ એક બીજાને ઘેર જમવા જવું અને પરસ્પર ભેટો મોકલવી. મતલબ કે જેથી કરીને બન્ને કુટુંબમાં વિશેષ સ્નેહ બંધાય તેવી રીતે આ વચગાળાના દિવસો ગાળવા.

૩૮. લગ્નનો શુભ દિવસ નજીક આવે એટલે વર કન્યાનાં ઘરો સાફ કરી, ધોઇ, ધોળાવી, લીંપીગુંપી અને રંગ દેવરાવી શણગારવાં. લગ્નનો સમારંભ મંદિરમાં અથવા તો કન્યાને ઘેર થવો જોઈએ. લગ્નને દિવસે લગ્નસ્થાન પુષ્પોની માળાથી, વૃક્ષપલ્લવોનાં તોરણોથી, ઝાડોની કુમળી ડાળીઓથી, વેલોથી અને ભવ્ય ધ્વજાઓ ઇત્યાદિથી શણગારવું. ઘરમાં જોઈએ તેવી છૂટવાળી જગ્યા ન હોય તો ઘરની પાસે આંગણાંમાં મંડપ બાંધી તેને શણગારવો.

૩૯. વરના આપ્ત મિત્રો વગેરે સર્વેએ વરને ઘેર ભેગા થઇને વરને સુંદર વસ્ત્રોથી શણગારી, પોતપોતાની

શક્તિના પ્રમાણમાં હાથી અથવા ઘોડા ઉપર કે પાલખી, રથ, અથવા મ્યાનામાં બેસાડી મ્હોટા સમારંભથી વાજતે ગાજતે કન્યાને ઘેર લઈ જવો. આ સમારંભ વખતે સૌથી પહેલાં વાજાંવાળા, તે પછી વરનું વાહન, તે પછી સ્ત્રીઓ, તેની પાછળ પુરૂષો અને તે બધાંની પાછળ ગાડી ઘોડા, એવો ક્રમ રાખી વરની સ્વારી કન્યાને ઘેર લઇ જવી.

૪૦. કન્યાના ઘર પાસે વર આવી પહોંચતાં કન્યાના પિતાએ તેમજ બીજા મંડળે તેમની સામે જઇ તેમની યોગ્ય આગતાસ્વાગતા કરવી; અને પછી મંડપમાં જે સ્થળે શિષ્ટમંડળ બેઠું હોય ત્યાં લઇ જઈ તેને પ્રમુખ-સ્થાને બેસાડવો.

૪૧. વિવાહવિધિની બધી તૈયારી થઈ ગઈ છે એમ જાણ્યા પછી કન્યાના પિતાએ ત્યાં ભેગા થયેલા સર્વ શિષ્ટમંડળ સમક્ષ બોલવું કે:- " મ્હારી વહાલી પુત્રી શ્રીમતિ * * * નો શ્રીમાન્ * * * ની સાથે આજના આ શુભ દિવસે વિવાહ કરવાનું મ્હેં નક્કી કરેલું છે, તેમાં આપની અનુજ્ઞા માટે પ્રાર્થના છે. " એ સાંભળીને સર્વ શિષ્ટમંડળે " સ્વસ્તિ, સ્વસ્તિ, સ્વસ્તિ " એમ ત્રણ વાર બોલવું.

૪૨. વરકન્યાને બેસાડવાનું સ્થાન મુખ્ય ઉપાસકની વેદી સ્હામે જમીનથી થોડુંક ઉચું હોવું જોઈએ. તેની ઉપર સુંદર સેતરંજી અથવા ગાલીચો પાથરીને તથા આસપાસ પુષ્પમાળાઓ બાંધીને શણગારવું જોઈએ. શિષ્ટ-મંડળની અનુમતિ મળ્યા પછી વરને તે સ્થાનમાં લઈ જઇને બેસાડવો. કન્યાના પિતાએ અથવા પાલકે વરની સ્હામે–તેના તરફ મુખ રાખીને બેસવું. તે પછી " વરણુ " એટલે " વરનો સત્કાર " એ વિધિ કરવો.

## વરણુ અથવા વરનો સત્કાર.

૪૩. કન્યાના પિતાએ અથવા પાલકે એક ન્હાની થાળીમાં સુગંધી પુષ્પો, અત્તર, ગુલાબ, ચંદન વગેરે સુગંધી વસ્તુઓ લઇને તે થાળી પોતાના જમણા હાથમાં રાખી ઘણીજ નમ્રતાપૂર્વક વરને કહેવું:–

મહારાજ ! આ અર્ધ્યનો આપ સ્વીકાર કરો.

વર—આ અર્ધ્યનો હું સ્વીકાર કરૂં છું.

કન્યાનો પિતા–મહારાજ, આ વિવાહનાં વસ્ત્રોનો આપ સ્વીકાર કરો.

વર—આ વિવાહનાં વસ્ત્રોનો હું ઘણાજ આભાર સાથે સ્વીકાર કરૂં છું.

કન્યાનો પિતા—આ સુવર્ણ મુદ્રિકા આપ સ્વીકારો.

વર—હું પ્રેમપૂર્વક તે સ્વીકારૂં છું.

૪૪. આ પ્રમાણે થઈ રહ્યા પછી વરે ત્યાંથી ઉઠી બીજા ઓરડામા જઈ પોતાનાં જૂનાં વસ્ત્રો ઉતારી નાખીને નવાં મળેલાં વિવાહવસ્ત્રો પહેરવાં.

૪૫. આ પ્રમાણે વિવાહનાં વસ્ત્રો પહેરીને વર બહાર આવ્યા પછી ઉપાધ્યાયે તેને એકાંત સ્થાનમાં પ્રભુનું ધ્યાન કરવા બેસાડવો કેટલોક સમય પ્રભુનું ચિંતવન કરે તે પછી તેને ફરીથી વિવાહસ્થાનમાં લાવીને બેસાડવો. આ પ્રમાણે વરને સારી રીતે બેસાડ્યા પછી સુંદર વસ્ત્રાભરણથી શણગારેલી કન્યાને બહાર લાવી વેદીની સ્હામે વિવાહસ્થાનમાં વર સન્મુખ બેસાડવી. તે પછી ઉપાધ્યાયે વરકન્યાની સંમતિ મેળવવી.

### સંમતિ.

૪૬. પ્રથમ ઉપાધ્યાયે વરને પૂછવું કેઃ—

"શ્રીમાન્ * * * શ્રીમતિ * * * તેની સાથે લગ્ન કરવામાં આપની સંમતિ છે કે ?"

વર—હા મહારાજ, મ્હારી પૂર્ણ સંમતિ છે.

તે પછી એજ પ્રમાણે ઉપાધ્યાયે કન્યાને પણ પૂછવું કેઃ—

"શ્રીમતિ * * * શ્રીમાન્ * * * તેની સાથે લગ્ન કરવામાં તમારી સંમતિ છે કે ?"

કન્યા—હા, મહારાજ, મ્હારી પૂર્ણ સંમતિ છે.

**કન્યાદાન.**

૪૭. આ પ્રમાણે વરકન્યાની સંમતિ મેળવ્યા પછી કન્યાના પિતાએ પોતાની કન્યા વરને સ્વાધીન કરવી. તેને સ્વાધીન કરતી વખતે કહેવુ કે—

**કન્યાનો પિતા**—સર્વજ્ઞ, સર્વ સાક્ષી, સર્વાંતર્યામી પ્રભુની સાક્ષીથી સંવત્ * * * ના વર્ષના * * * માસની * * * તીથીએ * * * વારને દિવસે મ્હારી પ્રિયપુત્રી શ્રીમતિ * * * ને શ્રીમાન્ * * * જેઓ * * * ના પ્રપૌત્ર * * * ના પૌત્ર અને * * * ના પુત્ર છે, તેમને લગ્નવિધિ પ્રમાણે સ્વાધીન કરૂં છું. આજથી તેનું સર્વ પ્રકારે રક્ષણ કરવાનો અધિકાર તેમનોજ છે.

વર—સર્વ સમર્થ અને સર્વ હૃદયદર્શી એવા પરમાત્માની સાક્ષીથી **શ્રીમતિ** * * * કે જે * * * ની પ્રપૌત્રી, અને શ્રીયુત્ * * * ની વહાલી કન્યા છે, તેનો હું ઘણા પ્રેમથી અંગિકાર કરૂં છું. તેનું રક્ષણ કરવા માટે સર્વ સમર્થ પ્રભુ મને શક્તિ આપો !

કન્યાનો પિતા—ધર્મ, જ્ઞાન, અર્થ અને કામ ઇત્યાદિ કોઈ પણ વિષયમાં આપે તેની ઉપેક્ષા કરવી નહિ. તેનું ઐહિક અને પારમાર્થિક કલ્યાણ થાય એવી રીતે તેની સાથે હમેશાં આપે વર્તવું.

વર—હું તેના પ્રત્યે સર્વદા એમજ વર્તીશ.

કન્યાનો પિતા—શ્રીમાન્ * * * આ મ્હારી પ્રિય પુત્રી આજના આ મંગળ સમયે વિવાહવિધિપૂર્વક આપને સ્વાધીન કરી છે, તેની સાથે મ્હારી શક્તિ પ્રમાણે આ અલંકારો અને આ સંસારોપયોગી વસ્તુઓ હું આપને આપું છું, તેનો પણ આપ સ્વીકાર કરો.

વર—એ સઘળાંનો હું કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરૂં છું. સ્વસ્તિ.

### વિવાહબંધન.

૪૮. પછી ઉપાધ્યાયે વરકન્યાને એક બીજાનો જમણો હાથ પકડવા કહેવું તે પ્રમાણે વરે પોતાના જમણા હાથથી કન્યાનો જમણો હાથ પકડયા પછી ઉપાધ્યાયે સફેદ પુષ્પોની એક માળા લઇ તે વરકન્યાના હાથની આસપાસ વીંટી લેવી; અને તેના બે છેડાઓ લઇ તેની ગાંઠ વાળવી. આ કુસુમમાળા તે વરકન્યાનું " પ્રેમબંધન " છે, અને તે માળાની ગાંઠ તે તેમની

" પ્રેમગ્રંથિ " છે. આ પ્રેમબંધનનો અર્થ અને તેનું મહત્વ, વરકન્યાને સ્પષ્ટતાથી સમજાવ્યા પછી નીચે લખેલાં વચનો ઉપાધ્યાયે મહાન્ ગંભીર વાણીથી તેમની પાસે બોલાવવાં:—

વર—શ્રીમતિ * * * આજના શુભ દિવસે પરમકૃપાળુ પ્રભુ સમક્ષ હું ત્હારી સાથે વિવાહ–લગ્ન કરૂં છું. આજથી તું મ્હારી ધર્મપત્ની થઈ છે.

કન્યા—શ્રીમાન્ * * * આજના શુભ દિવસે પરમકૃપાળુ પ્રભુ સમક્ષ હું આપની સાથે લગ્ન કરૂં છું. આજથી આપ મ્હારા ધર્મપતિ થયા છો.

વર—સંપત્તિમાં અને વિપત્તિમાં, દરેક જાતનાં સુખ દુઃખોમાં તેમજ હરેક પ્રકારના રોગ કલેશાદિમાં હું કદિ પણ ત્હારાથી દૂર રહીશ નહિ.

કન્યા—સંપત્તિમાં અને વિપત્તિમાં, દરેક જાતનાં સુખ દુઃખોમાં તેમજ હરેક પ્રકારના રોગ કલેશાદિમાં હું કદિ પણ આપનાથી દૂર રહીશ નહિ.

વર—મ્હારૂં અંતઃકરણ સદાકાળ ત્હારામાં રહો; ત્હારૂં અંતઃકરણ સદાકાળ મ્હારામાં રહો; અને આપણાં બન્નેનાં અંતઃકરણો પરમકૃપાળુ પ્રભુમાં વસો.

કન્યા—મ્હારૂં અંતઃકરણ સદાકાળ તમારામાં લીન રહો; તમારૂં અંતઃકરણ સદાકાળ મ્હારામાં રહો;

અને આપણાં બન્નેનાં અંતઃકરણો પરમકૃપાળુ પ્રભુમાં વસો.

વર—હું સર્વ રીતે ત્હારો છું, અને તું સર્વ પ્રકારે મ્હારી છે. આપણા બન્નેના પ્રેમમાં કદિ પણ વિક્ષેપ ન આવો.

કન્યા—હું સર્વ રીતે આપની છું, અને આપ સર્વ રીતે મ્હારા છો. આપણા બન્નેના પ્રેમમાં કદિ પણ વિક્ષેપ ન આવો.

### પ્રભુપ્રાર્થના.

વર—હે પરમાત્મન્! આ પ્રેમબંધનં તું પવિત્ર કર. તેને કદિ પણ શિથિલ થવા દઈશ નહિ.

કન્યા—હે પરમાત્મન્! આ પ્રેમ બંધન તું પવિત્ર કર. તેને કદિ પણ શિથિલ થવા દઈશ નહિ.

( આટલું થયા પછી વરકન્યા બન્નેએ નીચે બેસવું.)

### વરકન્યાને ઉપદેશ.

૪૯. તે પછી ઉપાધ્યાયે વરકન્યાને ઉપદેશ કરવો:—

" હે નવવિવાહિત દંપતિ ! પરમકૃપાળુ પ્રભુની કૃપાથી તેની સમક્ષ તમે બન્ને જણ લગ્નસંબંધથી જોડાયાં છો ! આજ સુધી તમે સ્વતંત્ર હતાં, પરંતુ હવે તેમ નથી. આજથી તમો બન્ને એક બીજાંની

કાળજી રાખવાની છે. તમો બન્નેનાં શરીરો જોકે જુદાં છે, તોપણ તમારૂં મન તો એકજ હોવું જોઈએ. તમારા વચ્ચે કોઈ પણ પ્રકારનું જુદાપણું હોવું જોઈએ નહિ. ”

“ લગ્ન, એ સંસાર મંદિરનો દરવાજો છે. તે ઓળંગીને આજ તમોએ સંસારમાં પ્રવેશ કર્યો છે. સંસાર એ પરમાત્માનું નિવાસસ્થાન છે. તેમાં તમારા સઘળા આચાર વિચાર પવિત્ર રાખજો. સમજુ અને અનુભવી પુરૂષોએ આ સંસારને ભયંકર જંગલની ઉપમા આપી છે, તે પણ યોગ્ય છે. આ જંગલનો માર્ગ ઘણોજ વિકટ છે. તે માર્ગમાં ચાલતી વખત ઘણુંજ સાવચેત રહેવું જોઇએ. આ લોકની ક્ષણિક સુખ-સંપત્તિના મોહને વશ થઇને, સઘળાં સુખનો આપનાર જે પ્રભુ તેને વિસારશો નહિ. તેના પ્રત્યેના ભક્તિભાવમાં વધારો કરી તેની કૃપા સંપાદન કરો. એક બીજાનાં ઐહિક સુખો માટે જેમ રાત દિવસ જાગૃત રહો તેવીજ રીતે, બલ્કે તેથી પણ વિશેષ, પારલૌકિક કલ્યાણ સાધવાના કાર્યમાં પણ સદા જાગૃત રહો. સંસાર સંબંધી ન્હાનું કે મ્હોટું કોઈ પણ કામ કરવું પડે તે પ્રભુના નામથીજ કરજો; તેનું સ્મરણ કર્યા વિના કોઈ પણ કાર્ય હાથ ધરશો નહિ. ”

અને આપણાં બન્નેનાં અંતઃકરણો પરમકૃપાળુ પ્રભુમાં વસો.

વર—હું સર્વ રીતે ત્હારો છું, અને તું સર્વ પ્રકારે મ્હારી છે. આપણા બન્નેના પ્રેમમાં કદિ પણ વિક્ષેપ ન આવો.

કન્યા—હું સર્વ રીતે આપની છું, અને આપ સર્વ રીતે મ્હારા છો. આપણા બન્નેના પ્રેમમાં કદિ પણ વિક્ષેપ ન આવો.

## પ્રભુપ્રાર્થના.

વર—હે પરમાત્મન્! આ પ્રેમબંધનં તું પવિત્ર કર. તેને કદિ પણ શિથિલ થવા દઇશ નહિ.

કન્યા—હે પરમાત્મન્! આ પ્રેમ બંધન તું પવિત્ર કર. તેને કદિ પણ શિથિલ થવા દઇશ નહિ.

(આટલું થયા પછી વરકન્યા બન્નેએ નીચે બેસવું.)

## વરકન્યાને ઉપદેશ.

૪૯. તે પછી ઉપાધ્યાયે વરકન્યાને ઉપદેશ કરવો—

" હે નવવિવાહિત દંપતિ! પરમકૃપાળુ પ્રભુની કૃપાથી તેની સમક્ષ તમે બન્ને જણ લગ્નસંબંધથી જોડાયાં છો! આજ સુધી તમે સ્વતંત્ર હતાં, પરંતુ હવે તેમ નથી. આજથી તમો બન્નેને એક બીજાની

કાળજી રાખવાની છે. તમો બન્નેનાં શરીરો જોકે જુદાં છે, તોપણ તમારૂં મન તો એકજ હોવું જોઈએ. તમારા વચ્ચે કોઇ પણ પ્રકારનું જુદાપણું હોવું જોઈએ નહિ."

"લગ્ન, એ સંસાર મંદિરનો દરવાજો છે. તે ઓળંગીને આજ તમોએ સંસારમાં પ્રવેશ કર્યો છે. સંસાર એ પરમાત્માનું નિવાસસ્થાન છે. તેમાં તમારા સઘળા આચાર વિચાર પવિત્ર રાખજો. સમજુ અને અનુભવી પુરૂષોએ આ સંસારને ભયંકર જંગલની ઉપમા આપી છે, તે પણ યોગ્ય છે. આ જંગલનો માર્ગ ઘણોજ વિકટ છે. તે માર્ગમાં ચાલતી વખત ઘણુંજ સાવચેત રહેવું જોઇએ. આ લોકની ક્ષણિક સુખ સંપત્તિના મોહને વશ થઇને, સઘળાં સુખનો આપનાર જે પ્રભુ તેને વિસારશો નહિ. તેના પ્રત્યેના ભક્તિભાવમાં વધારો કરી તેની કૃપા સંપાદન કરો. એક બીજાનાં ઐહિક સુખો માટે જેમ રાત દિવસ જાગૃત રહો તેવીજ રીતે, બલ્કે તેથી પણ વિશેષ, પારલૌકિક કલ્યાણ સાધવાના કાર્યમાં પણ સદા જાગૃત રહો. સંસાર સંબંધી ન્હાનું કે મ્હોટું કોઈ પણ કામ કરવું પડે તે પ્રભુના નામથીજ કરજો; તેનું સ્મરણ કર્યા વિના કોઈ પણ કાર્ય હાથ ધરશો નહિ."

ब्रह्मनिष्ठो गृहस्थःस्यात् तत्त्वज्ञानपरायणः ।
यत् यत् कर्म प्रकुर्वीत तत् ब्रह्मणि समर્પयेत् ॥

એટલે કે–" સંસારી ગૃહસ્થે હમેશાં બ્રહ્મનિષ્ઠ રહીને તત્ત્વજ્ઞાનને માટે અતિ આતુર રહેવું જોઈએ; અને જે જે કર્મ કરવાં તે સર્વ પરમેશ્વરને અર્પણ કરવાં." આ દિવ્ય વચન તમારા અંતરપટ ઉપર કોતરી રાખજો. તે કદિ પણ ભૂલશો નહિ. તેમજ તે પ્રમાણે વર્તવામાં પણ પહીશો નહિ.

" તમારૂં સર્વસ્વ પ્રભુને અર્પણ કરો; એટલે તે બધી ખરાબીઓમાંથી તમારૂં રક્ષણ કરશે. તમારૂં ગૃહ તે પ્રભુનું પવિત્ર મંદિર છે, એવી ભાવના અંતઃકરણમાં નિરંતર જાગૃત રાખજો. જેથી કરીને આ પવિત્ર બ્રાહ્મધર્મનું ગૌરવ વધે એવી રીતે હમેંશાં વર્તજો."

૫૦. વરને બોધઃ—શ્રીમાન્ * * * પરમાત્માએ આ સુકોમળ અબળાને આજ તમારે સ્વાધીન કરી છે. તે તમારી ધર્મપત્ની થઈ છે. તેનું તમે સર્વ પ્રકારે રક્ષણ કરજો. તેને હમેશાં સંતુષ્ટ રાખજો. તેનાં ઐહિક અને પારલૌકિક સુખને માટે કાળજી રાખજો. અંતઃકરણમાં દુષ્ટ વાસનાઓનો પ્રવેશ પણ થવા દેશો નહિ.

સંસારમાં દરેક પ્રસંગે પોતાનું ચિત્ત સ્થિર રહેવા દેજો. તેનામાં કિંચિત્ પણ ચંચળતા ઉત્પન્ન થવા દેશો નહિ. ગમે તેવો મોહ ઉત્પન્ન થાય તોપણ કામ ક્રોધાદિ દુષ્ટવૃત્તિઓના ફંદામાં ફસાશો નહિ. આ તમારી પ્રિય ભાર્યાને ધર્મજ્ઞાન આપીને સન્માર્ગ બતાવજો, એટલે તે તમને અનુસરીને ચાલશે. સંસારનાં સઘળાં કાર્યો સલાહ સંપથી અને એકમતથી કરજો. તમારી ધર્મપત્ની એજ તમારા ઐહિક સુખનું મુખ્યસ્થાન છે, માટે તેની સાથે હમેશાં પ્રેમભાવથી વર્તજો, અને તેને આ લોકમાં તથા પરલોકમાં શાશ્વત્ સુખની અધિકારિણી કરજો."

૫૧. કન્યાને બોધઃ—"શ્રીમતિ * * * આજથી તમોને પ્રભુએ તમારા પતિને સ્વાધીન કર્યા છે. સ્ત્રીને આ લોકમાં પતિથી વિશેષ પ્રિય બીજું કોઈ નથી, માટે પતિની આજ્ઞા પાળવી, તેને હમેશાં સંતુષ્ટ રાખવા, અને તેના ઉપર અકૃત્રિમ પ્રેમ કરવો, એજ આ લોકમાં તમારૂં શ્રેષ્ઠ કર્તવ્ય છે. એમ કરવાથીજ તમારૂં કલ્યાણ થશે, એ ધ્યાનમાં રાખજો. કઠોર ભાષણથી અથવા અધુરા ઉત્તરોથી પતિનું મન દુભાવશો નહિ. જે સ્થિતિમાં પ્રભુ રાખે તે સ્થિતિમાં પરમસંતોષ માની

આ સંસારમાં પતિની સાથે આનંદ કરજો, સર્વ કાળ પતિના હિતમાં તત્પર રહેજો, તેની મરજી વિરૂદ્ધ વર્તશો નહિ, અને તેની આવક કરતાં વધારે ખર્ચ કરશો નહિ. પોતાનું મન, વાણી અને ક્રિયા સર્વદા પવિત્ર રાખજો; અને નિરંતર ધર્માચરણ કરીને પતિનું કલ્યાણ કરજો."

પર. આ પ્રમાણે બોધ આપ્યા પછી ઉપાધ્યાયે વરકન્યાને આશીર્વાદ આપવો:—

" હે નવવિવાહિત દંપતિ! દયાળુ પ્રભુ તમારા ઘરસંસારમાં તમોને સુખ તથા શાન્તિનો સતત અનુભવ આપો. તમારૂં ઘર પવિત્ર કરો. તમારો ઘરસંસાર મંગળરૂપ કરો. તમારા મારફત આ પવિત્ર બ્રાહ્મધર્મનું ગૌરવ નિરંતર વધે એવો કલ્યાણકારક આશીર્વાદ તમો બન્ને પતિપત્નીને આપો!"

પ૩. આ પ્રમાણે આશીર્વચન અપાઇ રહ્યા પછી ઉપાધ્યાયે અને તેની સાથેનાં સર્વ મંડળે " ब्रह्म कृपाहि केवलं " એ વચન બોલવું.

પ૪. એ પછી પ્રસંગને અનુસરતું એકાદ ગીત ગાવું, અને છેવટે સઘળાઓએ " शान्तिः शान्तिः शान्तिः " એમ ત્રણ વખત બોલવું.

૫૫. આ પ્રમાણે વિવાહવિધિ પૂર્ણ થયા પછી સરકારી કાયદા પ્રમાણે લગ્ન નોંધાવી લેવું. લગ્ન નોંધાવવાનું કારણ એજ કે વિવાહિત દંપતિની સંતતિને સઘળી જાતના હક્કો મળી શકે, અને તેમને કોઇ પણ જાતની અડચણ પડે નહિ.

---

## ૧૯.

## અન્ત્યેષ્ટિ અથવા પ્રેત સંસ્કાર.

૧. મનુષ્યનો અંતકાળ નજીક દેખાતો હોય તેવે વખતે તે સ્થળે કોઈ પણ જાતની અનાસ્થા કે કકળાટ થવો જોઈએ નહિ.

૨. મરણ સમયે મનુષ્યની વૃત્તિ અતિશય ગંભીર હોવી જોઇએ. મરણ પાસે આવ્યું છે, એમ સમજવા સાથેજ મરનારે આ લોકની તમામ વાસનાઓનો ત્યાગ કરવો, અને પરલોકની તૈયારીમાં લાગી જવું.

૩. જ્યાં સુધી વિચાર કરવાની શક્તિ કાયમ હોય, અને મન શુદ્ધિમાં હોય, ત્યાં સુધીમાં મરણની અણીએ આવેલા મનુષ્યે પોતાની માલમત્તા અને પૈસાટકાની જે કંઈ વ્યવસ્થા કરાવવી હોય તે કરાવી લેવી. પછી

પોતાનાં બાળબચ્ચાં, સગાંસંબંધીઓ, ઇષ્ટમિત્રો, નોકર-ચાકર, એ સર્વેને પાસે બોલાવીને તેમની રજા લેવી. તેમને હિતની તેમજ જ્ઞાનની વાતો સંભળાવવી અને બધી જાતની વ્યવસ્થા કરી લેવી.

૪. સગાંવ્હાલાં અને ઇષ્ટમિત્રોએ પણ મરનારનો આશીર્વાદ મેળવીને તેને રજા આપવી.

૫. આ પ્રમાણે આ લોકની સઘળી બાબતોની વ્યવસ્થા કર્યા પછી, પરલોક યાત્રાની તૈયારીમાં લાગવું. સંસાર સંબંધી તમામ ઉપાધિમાંથી મનને ખેંચી લઈ તેને પારલૌકિક વિચારો તરફ દોરવું.

૬. ઘરની અંદરનાં વૃદ્ધ, વડીલ, પુખ્ત અને અનુભવી માણસોએ પોતાના ખાસ સંબંધીના અંત સમયે તેનું સમાધાન કરવું, તેનું ચિત્ત સ્વસ્થ રહે એવી રીતે વર્તવું, અને કોઈ પણ પ્રકારે તેના આત્માની શાન્તિનો ભંગ કરવો નહિ.

૭. તેની પાસે વારંવાર પ્રાર્થનાઓ કરવી, ભક્તિનાં પદો ગાવાં, ધાર્મિકગ્રંથો વાંચવા, અને તેનું ચિત્ત પરલોક તરફ દોરવું. તેની સાથે જે કાંઈ વાતચિત કરવી તે પણ સ્વર્ગલોક, ત્યાંનો વિશુદ્ધ આનંદ, શાશ્વતસુખ અને અખંડ સમાધાન, એ બાબતનીજ કરવી.

૮. "આ સ્થૂલલોક સાથેનો પોતાનો સર્વ સંબંધ છૂટી ગયો છે, પોતે પરલોકના દરવાજામાં ઉભો છે, અને એક ક્ષણમાં તો પોતાને પ્રભુ સમક્ષ ઉભું રહેવું પડશે," એ વાત મરણ પથારીએ પડેલા મનુષ્યના મનમાં ચોખ્ખી રીતે ઠસાવવી જોઈએ.

૯. "આ લોક છોડીને પરલોકમાં વિશ્વજનની પાસે આપણે તેના પ્રેમમય કુટુંબમાં જઈએ છીએ; તે સ્થળે દુઃખ, શોક કે સંતાપનું નામ પણ નથી," એ પ્રકારનો દૃઢ વિશ્વાસ થયા વિના મરનારના આત્માને મરણ સમયે શાન્તિ અને સમાધાન ઉત્પન્ન થતાં નથી. "આ લોકની ક્ષણિક વસ્તિ છોડીને આપણે આપણાં નિરંતરના સ્થાનમાં જઈએ છીએ," એવો ભાવ અંતરાત્મામાં અંતકાળ જેવા ગંભીર પ્રસંગે પૂર્ણ રીતે દૃઢ હોવો જોઈએ.

૧૦. આવે પ્રસંગે સગાંવહાલાંઓએ અથવા ઈષ્ટમિત્રોએ દુઃખ કરીને કે શોક કરીને તેનું ચિત્ત વ્યગ્ર કરવું નહિ. તેનું મન સંસાર તરફ નીચે નહિ વાળતાં સ્વર્ગ તરફ ઉંચે વાળવું.

૧૧. મરણકાળ નજીક આવ્યા પછી આ આત્મારૂપી પક્ષીને દેહરૂપી પાંજરામાં પૂરી રાખવાનો કોઈએ

પોતાનાં બાળબચ્ચાં, સગાંસંબંધીઓ, ઇષ્ટમિત્રો, નોકરચાકર, એ સર્વેને પાસે બોલાવીને તેમની રજા લેવી. તેમને હિતની તેમજ જ્ઞાનની વાતો સંભળાવવી અને બધી જાતની વ્યવસ્થા કરી લેવી.

૪. સગાંવ્હાલાં અને ઇષ્ટમિત્રોએ પણ મરનારનો આશીર્વાદ મેળવીને તેને રજા આપવી.

૫. આ પ્રમાણે આ લોકની સઘળી બાબતોની વ્યવસ્થા કર્યા પછી, પરલોક યાત્રાની તૈયારીમાં લાગવુ. સંસાર સંબંધી તમામ ઉપાધિમાંથી મનને ખેંચી લઈ તેને પારલૌકિક વિચારો તરફ દોરવું.

૬. ઘરની અંદરનાં વૃદ્ધ, વડીલ, પુખ્ત અને અનુભવી માણસોએ પોતાના આપ્ત સંબંધીના અંત સમયે તેનું સમાધાન કરવું, તેનું ચિત્ત સ્વસ્થ રહે એવી રીતે વર્તવું, અને કોઈ પણ પ્રકારે તેના આત્માની શાન્તિનો ભંગ કરવો નહિ.

૭. તેની પાસે વારંવાર પ્રાર્થનાઓ કરવી, ભક્તિનાં પદો ગાવાં, ધાર્મિકગ્રંથો વાંચવા, અને તેનું ચિત્ત પરલોક તરફ દોરવું. તેની સાથે જે કાંઈ વાતચિત કરવી તે પણ સ્વર્ગલોક, ત્યાંનો વિશુદ્ધ આનંદ, શાશ્વતસુખ અને અખંડ સમાધાન, એ બાબતનીજ કરવી.

૮. "આ સ્થૂલલોક સાથેનો પોતાનો સર્વ સંબંધ છૂટી ગયો છે, પોતે પરલોકના દરવાજામાં ઉભો છે, અને એક ક્ષણમાં તો પોતાને પ્રભુ સમક્ષ ઉભું રહેવું પડશે," એ વાત મરણ પથારીએ પડેલા મનુષ્યના મનમાં ચોખ્ખી રીતે ઠસાવવી જોઈએ.

૯. "આ લોક છોડીને પરલોકમાં (વજનની પાસે આપણે તેના પ્રેમમય કુટુંબમાં જઈએ છીએ; તે સ્થળે દુઃખ, શોક કે સંતાપનું નામ પણ નથી," એ પ્રકારનો દ્દઢ વિશ્વાસ થયા વિના મરનારના આત્માને મરણ સમયે શાન્તિ અને સમાધાન ઉત્પન્ન થતાં નથી. "આ લોકની ક્ષણિક વસ્તિ છોડીને આપણે આપણાં નિરંતરના સ્થાનમાં જઈએ છીએ," એવો ભાવ અંતરાત્મામાં અંતકાળ જેવા ગંભીર પ્રસંગે પૂર્ણ રીતે દ્દઢ હોવો જોઈએ.

૧૦. આવે પ્રસંગે સગાંવહાલાંઓએ અથવા ઇષ્ટમિત્રોએ દુઃખ કરીને કે શોક કરીને તેનું ચિત્ત વ્યગ્ર કરવું નહિ. તેનું મન સંસાર તરફ નીચે નહિ વાળતાં સ્વર્ગ તરફ ઉંચે વાળવું.

૧૧. મરણકાળ નજીક આવ્યા પછી આ આત્મારૂપી પક્ષીને દેહરૂપી પાંજરામાં પૂરી રાખવાનો કોઈએ

પોતાનાં બાળબચ્ચાં, સગાંસંબંધીઓ, ઇષ્ટમિત્રો, નોકર-ચાકર, એ સર્વેને પાસે બોલાવીને તેમની રજા લેવી. તેમને હિતની તેમજ જ્ઞાનની વાતો સંભળાવવી અને બધી જાતની વ્યવસ્થા કરી લેવી.

૪. સગાંવ્હાલાં અને ઇષ્ટમિત્રોએ પણ મરનારનો આશીર્વાદ મેળવીને તેને રજા આપવી.

૫. આ પ્રમાણે આ લોકની સઘળી બાબતોની વ્યવસ્થા કર્યા પછી, પરલોક યાત્રાની તૈયારીમાં લાગવું. સંસાર સંબંધી તમામ ઉપાધિમાંથી મનને ખેંચી લઈ તેને પારલૌકિક વિચારો તરફ દોરવું.

૬. ઘરની અંદરનાં વૃદ્ધ, વડીલ, પુખ્ત અને અનુભવી માણસોએ પોતાના આપ્ત સંબંધીના અંત સમયે તેનું સમાધાન કરવું, તેનું ચિત્ત સ્વસ્થ રહે એવી રીતે વર્તવું, અને કોઈ પણ પ્રકારે તેના આત્માની શાન્તિનો ભંગ કરવો નહિ.

૭. તેની પાસે વારંવાર પ્રાર્થનાઓ કરવી, ભક્તિનાં પદો ગાવાં, ધાર્મિકગ્રંથો વાંચવા, અને તેનું ચિત્ત પરલોક તરફ દોરવું. તેની સાથે જે કાંઈ વાતચિત કરવી તે પણ સ્વર્ગલોક, ત્યાંનો વિશુદ્ધ આનંદ, શાશ્વતસુખ અને અખંડ સમાધાન, એ બાબતનીજ કરવી.

મ્હારો બધો આધાર અને ભાર ત્હારા ઉપર નાખું છું! મને ગરીબને અંતરાયમાં નાખીશ નહિ! મ્હારો સ્વીકાર કર! " શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ "

૧૫. મરનારનું શરીર ચેષ્ટા વિનાનું થાય, અને તેમાંનો પ્રાણ ખરેખરી રીતે જતો રહ્યો છે, એમ વૈદ્ય કહે, પછી તે *પ્રેતને નિર્મળ જળથી સ્નાન કરાવવું. પછી તેનું શરીર સૂકાં લૂગડાંથી લુછી સાફ કરી તેને નવાં વસ્ત્રો પહેરાવવાં. તેના વાળ અને અવયવો અસ્તવ્યસ્ત થવા દેવાં નહિ. આ પ્રકારે નવાં વસ્ત્રો પહેરાવ્યા પછી તેને બીજી પથારીપર સૂવાડવું, અને ગળાંથી તે નીચે સુધીનું તેનું સઘળું અંગ સફેદ કપડાંથી બરાબર ઢાંકવું. માત્ર મ્હોડું ખુલ્લું રાખવું.

૧૬. પ્રેત ઉપર, તેની પથારી ઉપર તથા તેની આસપાસ ગુલાબજળ વગેરે સુગંધી દ્રવ્યો છાંટવાં. ગુલાબ, મોગરો, જાઈ, જુઈ, બકુલ વગેરે સુગંધી પુષ્પો પ્રેત ઉપર નાખવાં, અને જે સ્થળે તે પ્રેત રાખેલું હોય ત્યાં ચંદન, ધૂપ, અગરબત્તી વગેરે સુગંધી દ્રવ્યો બાળવાં. મતલબ કે તેનો ધૂપ કરવો.

૧૭. તે પછી મરનારનાં છેક નજીકનાં સગાંવહાલાંઓએ અને ઇષ્ટમિત્રોએ તે પ્રેતની આસપાસ બેસવું,

* પ્રેત એટલે મુડદું.

પણ પ્રયત્ન કરવો નહિ; પણ ઉલટું તે આ લોકના બંધનમાંથી મુક્ત થઇને સ્વર્ગલોકનાં સ્વતંત્ર સુખો અનુભવવા માટે સત્વર જઈ શકે એવી યોજના કરવી.

૧૨. મનુષ્ય મરણ પથારીએ પડયો હોય તે સમયે પ્રભુના નામસ્મરણ જેવું મધુર તેને બીજું કાંઇ લાગતું નથી, માટે એવા પ્રસંગે જે કોઈ તેની પાસે હાજર હોય તે સર્વેએ પ્રભુના નામનો એક સરખી રીતે મ્હોટેથી ઉચ્ચાર કર્યા કરવો. અંતકાળે પ્રભુના નામનું શ્રવણ કરવાથી મનુષ્યના મનમાં આનંદ થાય છે, અને તેને મરણનો ભય લાગતો નથી.

૧૩. આવા આનંદની અવસ્થામાં તેણે એક વાર ઇષ્ટમિત્રોને નિહાળવા, અને શાન્ત ચિત્તથી આંખો મીંચી વિશ્વમાતાના પ્રેમમય ખોળામાં માથું મૂકીને અંતકાળનું નિદ્રાસુખ અનુભવવું !

૧૪. અંતકાળે માણસે પ્રાર્થના કરવી કેઃ—

" હે મંગળમય પ્રભો ! મ્હારો આ સ્થૂલ-લોકનો પ્રવાસ પૂર્ણ થયો, હવે મને સત્વર પોતાને ઘેર લઇ જા, અને સર્વ કાળ ત્હારી સમીપ સ્થાન આપ. મ્હારી સર્વ આશા, અને સર્વ વિશ્વાસ ત્હારા ઉપરજ છે. મ્હારો પિતા, મ્હારી માતા, સર્વ કાંઈ તુંજ છે.

મ્હારો બધો આધાર અને ભાર ત્હારા ઉપર નાખું છું ! મને ગરીબને અંતરાયમાં નાખીશ નહિ ! મ્હારો સ્વીકાર કર ! " શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ "

૧૫. મરનારનું શરીર ચેષ્ટા વિનાનું થાય, અને તેમાંનો પ્રાણ ખરેખરી રીતે જતો રહ્યો છે, એમ વૈદ્ય કહે, પછી તે *પ્રેતને નિર્મળ જળથી સ્નાન કરાવવું. પછી તેનું શરીર સૂકાં લૂગડાંથી લુછી સાફ કરી તેને નવાં વસ્ત્રો પહેરાવવાં. તેના વાળ અને અવયવો અસ્તવ્યસ્ત થવા દેવાં નહિ. આ પ્રકારે નવાં વસ્ત્રો પહેરાવ્યા પછી તેને બીજી પથારીપર સૂવાડવું, અને ગળાંથી તે નીચે સુધીનું તેનું સઘળું અંગ સહિત કપડાંથી બરાબર ઢાંકવું. માત્ર મ્હોડું ખુલ્લું રાખવું.

૧૬. પ્રેત ઉપર, તેની પથારી ઉપર તથા તેની આસપાસ ગુલાબજળ વગેરે સુગંધી દ્રવ્યો છાંટવાં. ગુલાબ, મોગરો, જાઈ, જુઈ, બકુલ વગેરે સુગંધી પુષ્પો પ્રેત ઉપર નાખવાં, અને જે સ્થળે તે પ્રેત રાખેલું હોય ત્યાં ચંદન, ધૂપ, અગરબત્તી વગેરે સુગંધી દ્રવ્યો બાળવાં. મતલબ કે તેનો ધૂપ કરવો.

૧૭. તે પછી મરનારનાં છેક નજીકનાં સગાંવહાલાંઓએ અને ઇષ્ટમિત્રોએ તે પ્રેતની આસપાસ બેસવું,

* પ્રેત એટલે મુડદું.

અને પ્રાર્થના કરવી કે:—" હે દુઃખ અને સંતાપને હરનાર પ્રભો ! આજ તું અમારા આ અત્યંત પ્રિય-બન્ધુને આ લોકનાં ક્લેશમય દુઃખો અને અડચણોમાંથી મુક્ત કરીને ત્હારી પોતાની પાસે લઈ ગયો છે. તેના આત્માનું આજ અનંત કલ્યાણ થયું છે ! તોપણ અમે મનુષ્યો દુર્બળ છીએ, જેથી તેના વિયોગને લીધે અમોને અસહ્ય દુઃખ થાય છે ! ! અમારૂં અંતઃકરણ અતિશય વિહ્વળ થાય છે. અમારાં દુઃખનાં આંસુ લુછીને અમારા મનને તુંજ શાન્ત કર. ત્હારી મંગળમય ઇચ્છા પ્રમાણભૂત માનવાને માટે તુંજ અમો દીનજનોને ધીરજ આપ. હે પરમાત્મન્ ! આ અમારા મૃત મિત્રના આત્માને સદાકાળ ત્હારી પાસે સ્થાન આપ ! તેનો ઉદ્ધાર કર ! અને તેને સદ્ગતિ આપ ! "

૧૮. સઘળાં સગાંસંબંધીઓ અને ઇષ્ટમિત્રોને આ દુઃખદાયક સમાચાર જણાવી તેડાવવા. સર્વે મંડળ ભેગું થયા પછી સઘળાઓએ ફરી એકવાર મરનારનું મુખ નિહાળવું. આ પ્રમાણે સર્વેએ મુખ નિહાળ્યા પછી ઉપાધ્યાયે મરનારની છેક નજીકના સગાને હાથે પ્રેતને પુષ્પમાળાઓ પહેરાવવી, અને પછી પ્રેતનું મુખ તેના શરીર ઉપરના છેડાથી ઢંકાવી દેવું.

૧૯. પછી સઘળાં મંડળે નિશ્ચલ-શાન્ત ઉભા રહેવું, અને તેની વચમાં ઉપાધ્યાયે ઉભા રહીને પ્રાર્થના કરવીઃ-

" પ્રભુ ! તું સઘળા વિશ્વનો સંચાલક છે. સઘળી વાતોનાં સૂત્રો ત્હારા હાથમાં છે. ત્હારી મંગળ ઇચ્છાઓ અમને માન્ય છે. તેને માન આપીને આવા દુઃખને પ્રસંગે અમે ત્હારી સમીપ ઉભા છીએ. અમારો પ્રિય બન્ધુ આજ અમોને મૂકીને પરલોકમાં ત્હારી સમીપ ગયો છે. તેના વિયોગથી અમો સર્વને અત્યંત દુઃખ થાય છે. તેના અતિ નિકટના આપ્ત અને સંબંધીઓ અતિશય શોકથી આકુળવ્યાકુળ થયા છે. પ્રભો ! તેઓનાં દુઃખી અંતઃકરણોને સાંત્વન આપ. આવી દિલગીરીના પ્રસંગે તેમનું સમાધાન કરીને તેમને ધીરજ આપનાર ત્હારા વિના બીજું કોઈ નથી; માટે તેમનું રક્ષણ તુંજ કર. આવા દુઃખદ પ્રસંગે ત્હારી સત્તા પ્રમાણ માનીને ધૈર્ય રાખવાનું સામર્થ્ય આપ. આ લોકના સઘળા વૈભવો નાશવંત અને ક્ષણભંગુર છે; તેમાં અમને લોભાઈ જવા દઈશ મા. હે પ્રભો ! તું શાશ્વત, સત્યસ્વરૂપ અને અવિનાશી છે, માટે અમારી સઘળી ઈચ્છાઓ અને વાસનાઓ ત્હારામાંજ લાગી રહે તેમ કર. અમારો ભાઇ આજ આ સ્થૂલ-

લોકનાં સર્વ સંકટોમાંથી અને ક્લેશોમાંથી મુક્ત થયો છે. તેના આત્માને ત્હારી પાસે ચિરકાળ શાન્તિ અને આનંદ પ્રાપ્ત થઈ શકે એમ કર. અનંતકાળ સુધી તેને ત્હારા સહવાસમાં રહેવા દે ! " શાંતિઃ શાંતિઃ શાંતિઃ "

૨૦. આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યા પછી ચાર જણાએ મળી પ્રેતને ઉંચકી તેને માટે તૈયાર કરેલી ઠાઠડીપર સુવાડવું. તેનું આખું શરીર ઢાંકેલું હોવું જોઈએ. આવી રીતે સુવાડયા પછી ચાર જણાએ ઠાઠડીને ઉંચકી પ્રેતયાત્રાના નિયમ પ્રમાણે સર્વ મંડળ સાથે શ્મશાન તરફ પ્રયાણ કરવું. રસ્તામાં સ્નેહી મિત્રો વગેરેએ અવારનવાર ખભો આપ્યાજ કરવો. પ્રેતની પાછળ સગાંસંબંધીઓએ ચાલવું. આ પ્રમાણે પ્રેતયાત્રા શ્મશાનમાં આવ્યા પછી સ્વચ્છ સ્થળે ઠાઠડી મૂકવી.

૨૧. પ્રેતનું દહન કરવા માટે જે ચિતા ખડકવી તે સૂકાં અને ઝટ અને સળગી શકે તેવાં લાકડાંની ખડકવી. તેની લંબાઈ પ્રેતના શરીર કરતાં એકાદ હાથ વધારે તો હોવીજ જોઈએ.

૨૨. ચિતા ઉપર પ્રેતને સુવાડતી વખતે તેના શરીર ઉપરનાં વસ્ત્રો કહાડવાં નહિ, પણ વસ્ત્ર સહિત બહુજ ધીમેથી અને સંભાળથી તેને ચિતા ઉપર સૂવા-

કરવું. પછી તેની ઉપર ચંદનનાં લાકડાંનો એક થર પાથરવો, અને તેની ઉપર તે આખું શબ ઢંકાઈ જાય એવી રીતે પાછાં બીજાં લાકડાં ખડકવાં.

૨૩. પ્રેત તો કેવળ નિર્જીવ હોય છે; તેને સુખ દુઃખની ભાવનાઓ થવાનો સંભવજ નથી; તોપણ પ્રેત સંસ્કાર વખતે તેને ઘણું સંભાળવું જોઈએ. તેનાં અવયવો વાંકાચુકાં થવા દેવાં નહિ, અને તેને કદિ પણ છિન્ન ભિન્ન કરવાં નહિ.

૨૪. આ પ્રમાણે ચિતા તૈયાર થયા પછી તેની ઉપર ચંદનનાં લાકડાંના ન્હાના ન્હાના કકડા, ધૂપ, રાળ વગેરે દ્રવ્યો પાથરવાં.

૨૫. સર્વ મંડળે પ્રેતની આસપાસ રહેવું, અને પછી ઉપાધ્યાયે મરનારના પાસેના સંબંધીના હાથથી અગ્નિસંસ્કાર કરાવવો. અગ્નિ લગાડતી વખતે એ સંબંધીએ બોલવું કેઃ—

"પ્રભુના નામથી મ્હારા પ્રિય આપ્તના આ પવિત્ર શબને હું અગ્નિ લગાડું છું, જેથી કરીને તેનું આ સ્થૂલ શરીર બળીને ભસ્મ થઈ જશે; પરંતુ તેની અંદર વસનારો આત્મા સ્વર્ગલોકમાં ચિરકાળ સુધી નિવાસ કરશે. હે જીવનદાતા પ્રભુ! એના આત્માને તું

લોકનાં સર્વ સંકટોમાંથી અને ક્લેશોમાંથી મુક્ત થયો છે. તેના આત્માને ત્હારી પાસે ચિરકાળ શાન્તિ અને આનંદ પ્રાપ્ત થઈ શકે એમ કર. અનંતકાળ સુધી તેને ત્હારા સહવાસમાં રહેવા દે ! "શાંતિઃ શાંતિઃ શાંતિઃ"

૨૦. આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યા પછી ચાર જણાએ મળી પ્રેતને ઉંચકી તેને માટે તૈયાર કરેલી ઠાઠડીપર સુવાડવું. તેનું આખું શરીર ઢાંકેલું હોવું જોઈએ. આવી રીતે સુવાડયા પછી ચાર જણાએ ઠાઠડીને ઉંચકી પ્રેતયાત્રાના નિયમ પ્રમાણે સર્વ મંડળ સાથે શ્મશાન તરફ પ્રયાણ કરવું. રસ્તામાં સ્નેહી મિત્રો વગેરેએ અવારનવાર ખભો આપ્યાજ કરવો. પ્રેતની પાછળ સગાંસંબંધીઓએ ચાલવું. આ પ્રમાણે પ્રેતયાત્રા શ્મશાનમાં આવ્યા પછી સ્વચ્છ સ્થળે ઠાઠડી મૂકવી.

૨૧. પ્રેતનું દહન કરવા માટે જે ચિતા ખડકવી તે સૂકાં અને ઝટ અને સળગી શકે તેવાં લાકડાંની ખડકવી. તેની લંબાઈ પ્રેતના શરીર કરતાં એકાદ હાથ વધારે તો હોવીજ જોઈએ.

૨૨. ચિતા ઉપર પ્રેતને સુવાડતી વખતે તેના શરીર ઉપરનાં વસ્ત્રો કહાડવાં નહિ, પણ વસ્ત્ર સહિત બહુજ ધીમેથી અને સંભાળથી તેને ચિતા ઉપર સૂવા-

ઠવું. પછી તેની ઉપર ચંદનનાં લાકડાંનો એક થર પાથરવો, અને તેની ઉપર તે આખું શબ ઢંકાઈ જાય એવી રીતે પાછાં બીજાં લાકડાં ખડકવાં.

૨૩. પ્રેત તો કેવળ નિર્જીવ હોય છે; તેને સુખ દુઃખની ભાવનાઓ થવાનો સંભવજ નથી; તોપણ પ્રેત સંસ્કાર વખતે તેને ઘણું સંભાળવું જોઈએ. તેનાં અવયવો વાંકાચુકાં થવા દેવાં નહિ, અને તેને કદિ પણ છિન્ન ભિન્ન કરવાં નહિ.

૨૪. આ પ્રમાણે ચિતા તૈયાર થયા પછી તેની ઉપર ચંદનનાં લાકડાંના ન્હાના ન્હાના કકડા, ધૂપ, રાળ વગેરે દ્રવ્યો પાથરવાં.

૨૫. સર્વ મંડળે પ્રેતની આસપાસ રહેવું, અને પછી ઉપાધ્યાયે મરનારના પાસેના સંબંધીના હાથથી અગ્નિસંસ્કાર કરાવવો. અગ્નિ લગાડતી વખતે એ સંબંધીએ બોલવું કેઃ—

" પ્રભુના નામથી મ્હારા પ્રિય આપ્તના આ પવિત્ર શબને હું અગ્નિ લગાડું છું, જેથી કરીને તેનું આ સ્થૂલ શરીર બળીને ભસ્મ થઈ જશે; પરંતુ તેની અંદર વસનારો આત્મા સ્વર્ગલોકમાં ચિરકાળ સુધી નિવાસ કરશે. હે જીવનદાતા પ્રભુ ! એના આત્માને તું

હમેશાં સુખી રાખ. આ પવિત્ર અગ્નિથી જેમ આ શરીર બળીને ભસ્મ થઇ જશે તેમ તું ત્હારા કૃપારૂપી અગ્નિથી એનાં સઘળાં પાપ બાળીને ભસ્મ કરી નાખ, અને એના આત્માને સદ્ગતિ આપ."

૨૬. આ પ્રમાણે ચિતા સળગાવ્યા પછી તે શબ બળી રહે ત્યાં સુધી સર્વ મંડળે પ્રભુપ્રાર્થના તથા ભજન વગેરે કરવું, અને શબ પૂર્ણ રીતે બળી ગયા પછી સઘળાઓએ શ્મશાનમાંથી નીકળવું.

૨૭. ત્યાંથી નીકળતાં પહેલાં તેજ વખતે અથવા તો બીજે દિવસે શબનાં અવશેષ રહેલાં અસ્થિ તથા રાખ વગેરે ભેગાં કરી એક ન્હાના વાસણમાં ભરી તે મરનારની પહેલી શ્રાદ્ધતીથી સુધી પોતાને ઘેર રાખી મૂકવું.

૨૮. શ્રાદ્ધને દિવસે તે અસ્થિ તથા રાખ વગેરેને તે વાસણ સાથેજ કોઈ સુરક્ષિત સ્થળે દાટી દેવું.



## ૨૦.
## શ્રાદ્ધસંસ્કાર.

૧. મરનાર માટે જે શોક થાય તે સ્વાભાવિક હોવો જોઇએ; મનોવૃત્તિના પ્રદર્શન તરિકે એટલે કે બહારના દેખાવ તરિકે ન હોવો જોઇએ.

૨. સ્વાભાવિક શોકને દબાવવો નહિ; તેમજ કૃત્રિમ શોક ધારણ કરીને તેનો મિથ્યા દેખાવ પણ કરવો નહિ.

૩. સ્વાભાવિક મનોભાવને દબાવવાનો પ્રયત્ન કોઇએ પણ કરવો નહિ. મનમાંની દિલગીરી જેવી ને તેવીજ પ્રદર્શિત કરવાથી મનનું મ્હોટું સમાધાન થાય છે.

૪. પોતાના બહુ નજીકના સંબંધીનું અથવા તો અત્યંત પ્રિય આપ્તનું મરણ થયું હોય ત્યારે હમેશાંની માફક નિશ્ચિંત અંતઃકરણથી મોજશોખ અને સુખોપભોગ કરવાનું કોને ગમે? આવા દુઃખદ પ્રસંગે આંખમાં આંસુ ન આવે એવો પાષાણ હૃદયી મનુષ્ય કોણ હોય?

૫. સદ્‌ભક્તોનાં અંતઃકરણો અતિશય કોમળ હોય છે. તેમનાથી એવો મિથ્યા મનોનિગ્રહ કરી શકાતો નથી.

હમેશાં સુખી રાખ. આ પવિત્ર અગ્નિથી જેમ આ શરીર બળીને ભસ્મ થઇ જશે તેમ તું ત્હારાં કૃપારૂપી અગ્નિથી એનાં સઘળાં પાપ બાળીને ભસ્મ કરી નાખ, અને એના આત્માને સદ્દગતિ આપ."

૨૬. આ પ્રમાણે ચિતા સળગાવ્યા પછી તે શબ બળી રહે ત્યાં સુધી સર્વ મંડળે પ્રભુપ્રાર્થના તથા ભજન વગેરે કરવું, અને શબ પૂર્ણ રીતે બળી ગયા પછી સઘળાઓએ શ્મશાનમાંથી નીકળવું.

૨૭. ત્યાંથી નીકળતાં પહેલાં તેજ વખતે અથવા તો બીજે દિવસે શબનાં અવશેષ રહેલાં અસ્થિ તથા રાખ વગેરે ભેગાં કરી એક ન્હાના વાસણમાં ભરી તે મરનારની પહેલી શ્રાદ્ધતીથી સુધી પોતાને ઘેર રાખી મૂકવું.

૨૮. શ્રાદ્ધને દિવસે તે અસ્થિ તથા રાખ વગેરેને તે વાસણ સાથેજ કોઈ સુરક્ષિત સ્થળે દાટી દેવું.



## ૨૦.
## શ્રાદ્ધસંસ્કાર.

૧. મરનાર માટે જે શોક થાય તે સ્વાભાવિક હોવો જોઇએ; મનોવૃત્તિના પ્રદર્શન તરિકે એટલે કે બહારના દેખાવ તરિકે ન હોવો જોઇએ.

૨. સ્વાભાવિક શોકને દબાવવો નહિ; તેમજ કૃત્રિમ શોક ધારણ કરીને તેનો મિથ્યા દેખાવ પણ કરવો નહિ.

૩. સ્વાભાવિક મનોભાવને દબાવવાનો પ્રયત્ન કોઇએ પણ કરવો નહિ. મનમાંની દિલગીરી જેવી ને તેવીજ પ્રદર્શિત કરવાથી મનનું મ્હોટું સમાધાન થાય છે.

૪. પોતાના બહુ નજીકના સંબંધીનું અથવા તો અત્યંત પ્રિય આપ્તનું મરણ થયું હોય ત્યારે હંમેશાંની માફક નિશ્ચિંત અંતઃકરણથી મોજશોખ અને સુખોપભોગ કરવાનું કોને ગમે? આવા દુઃખદ પ્રસંગે આંખમાં આંસુ ન આવે એવો પાષાણુ હૃદયી મનુષ્ય કોણુ હોય?

૫. સદ્‌ભક્તોનાં અંતઃકરણો અતિશય કોમળ હોય છે. તેમનાથી એવો મિથ્યા મનોનિગ્રહ કરી શકાતો નથી.

હમેશાં સુખી રાખ. આ પવિત્ર અગ્નિથી જેમ આ શરીર બળીને ભસ્મ થઈ જશે તેમ તું ત્હારાં કૃપારૂપી અગ્નિથી એનાં સઘળાં પાપ બાળીને ભસ્મ કરી નાખ, અને એના આત્માને સદ્‌ગતિ આપ."

૨૬. આ પ્રમાણે ચિતા સળગાવ્યા પછી તે શબ બળી રહે ત્યાં સુધી સર્વ મંડળે પ્રભુપ્રાર્થના તથા ભજન વગેરે કરવું, અને શબ પૂર્ણ રીતે બળી ગયા પછી સઘળાઓએ શ્મશાનમાથી નીકળવું.

૨૭. ત્યાંથી નીકળતાં પહેલાં તેજ વખતે અથવા તો બીજે દિવસે શબનાં અવશેષ રહેલા અસ્થિ તથા રાખ વગેરે ભેગાં કરી એક ન્હાના વાસણમાં ભરી તે મરનારની પહેલી શ્રાદ્ધતીથી સુધી પોતાને ઘેર રાખી મૂકવું.

૨૮. શ્રાદ્ધને દિવસે તે અસ્થિ તથા રાખ વગેરેને તે વાસણ સાથેજ કોઈ સુરક્ષિત સ્થળે દાટી દેવું.





તથા ઐહિક ધન અને માનમાં ફસાઈ ન પડતાં પારમાર્થિક સુખોપર હમેશાં લક્ષ રહે, એવા હેતુથીજ પ્રભુએ મનુષ્યોપર મરણ મૂકેલું છે. મરણથી ઉત્પન્ન થતું દુઃખ તે ઉપલા સદ્ગુણો શીખવાની ઉત્તમ શાળારૂપ છે, માટે સગાંસંબંધીના મરણથી ઉત્પન્ન થતાં દુઃખથી જેના મનમાં આ બાબત ઠસતી નથી તેને આ દુઃખોનો વાસ્તવિક હેતુ સમજાયોજ નથી. એમાં સંશય નથી.

૧૦. સગાંસંબંધી ઉપર જેનો જેવો દૃઢ પ્રેમ હોય તેના પ્રમાણમાં તેના મરણને લીધે વધતા ઓછા સમય સુધી શોક તો થાયજ; પરંતુ મરનારના સ્મરણાર્થે જે સૂતક પાળવું તે તો સાત દિવસ સુધીજ પાળવું. એ સૂતક મરનારના સઘળાં સગાંઓએ અને બહુ પાસેના ઇષ્ટ-મિત્રોએ પાળવું.

૧૧. સૂતકના દિવસોમાં પોતાના દેશાચાર પ્રમાણે જે કાંઈ શોકસૂચક ચિન્હો ગણાતાં હોય તે સ્વીકારવાં; પરંતુ તેમાં શરીરને નુકસાન કરે અથવા ક્લેશ કરે એવું કાંઈ હોવું જોઇએ નહિ.

૧૨. આપણા આ આર્યાવર્તમાં ભગવો રંગ વૈરાગ્યસૂચક માન્યો છે, માટે આ સાત દિવસ સુધી શોકવાળા માણસે ભગવા રંગવાળા વસ્ત્રનો એક ન્હાનો કકડો

૬. મરનાર વિષેની દિલગીરી ઘણીજ શાન્ત અને મર્યાદિત હોવી જોઇએ.

૭. અતિશય દિલગીરી કરવાથી મગજ ખાલી પડી જાય છે; ચિત્ત ભ્રમિત થાય છે; શરીરમાં રોગ થાય છે; મનને સઘળું ઉદ્દાસ લાગે છે; વિશ્વાસ, ભક્તિ, પ્રેમ એ સર્વે નાશ પામે છે; માણસ દ્વેષમય બની જાય છે; અને આખરે ઇશ્વરપરથી પણ વિશ્વાસ ઉઠી જવાથી તે મનુષ્ય નાસ્તિક બને છે !

૮. સાચાભક્તોની દિલગીરી ખરેખરી અને અંતઃકરણપૂર્વકની હોવી જોઇએ. શ્રદ્ધા વગરના મનુષ્યો જેવી રીતે નિઃસાસા નાખીને આક્રંદ કરે છે અને મોટેથી પોક મૂકે છે તેવી રીતે શ્રદ્ધાવાળા મનુષ્યે કરવું નહિ. તેણે તો પોતાના સુખ દુઃખનો તમામ ભાર પ્રભુપરજ નાખવો, અને તે જે કાંઈ કરે છે તે આપણા હિતને માટેજ કરે છે, એમ ચોખ્ખી રીતે સમજી રાખવું. દુઃખથી કરીને વિનય, વિશ્વાસ, આસ્તિકબુદ્ધિ અને પરમાર્થ તત્પરતા ઇત્યાદિ આત્મિકવૃત્તિઓ દ્રઢ બનવી જોઈએ, અને અંતઃકરણમાં સાચો વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઈએ.

૯. આયુષ્યનું અસ્થિરપણું અને સ્થૂલભોગોનું નાશવંતપણું, એનું સ્મરણ મનુષ્યોને વારંવાર થયા કરે,

તથા ઐહિક ધન અને માનમાં ફસાઈ ન પડતાં પારમાર્થિક સુખોપર હમેશાં લક્ષ રહે, એવા હેતુથીજ પ્રભુએ મનુષ્યોપર મરણ મૂકેલું છે. મરણથી ઉત્પન્ન થતું દુઃખ તે ઉપલા સદ્ગુણો શીખવાની ઉત્તમ શાળારૂપ છે, માટે સગાંસંબંધીના મરણથી ઉત્પન્ન થતાં દુઃખથી જેના મનમાં આ બાબત ઠસતી નથી તેને આ દુઃખોનો વાસ્તવિક હેતુ સમજાયોજ નથી. એમાં સંશય નથી.

૧૦. સગાંસંબંધી ઉપર જેનો જેવો દૃઢ પ્રેમ હોય તેના પ્રમાણમાં તેના મરણને લીધે વધતા ઓછા સમય સુધી શોક તો થાયજ; પરંતુ મરનારના સ્મરણાર્થે જે સૂતક પાળવું તે તો સાત દિવસ સુધીજ પાળવું. એ સૂતક મરનારના સઘળાં સગાંઓએ અને બહુ પાસેના ઇષ્ટ-મિત્રોએ પાળવું.

૧૧. સૂતકના દિવસોમાં પોતાના દેશાચાર પ્રમાણે જે કાંઈ શોકસૂચક ચિન્હો ગણાતાં હોય તે સ્વીકારવાં; પરંતુ તેમાં શરીરને નુકસાન કરે અથવા ક્લેશ કરે એવું કાંઈ હોવું જોઈએ નહિ.

૧૨. આપણા આ આર્યાવર્તમાં ભગવો રંગ વૈરાગ્યસૂચક માન્યો છે, માટે આ સાત દિવસ સુધી શોકવાળા માણસે ભગવા રંગવાળા વસ્ત્રનો એક ન્હાનો કડકો

શોકદર્શક ચિન્હ તરિકે જમણા હાથની કોણીના ઉપરના ભાગમાં અથવા તો છાતીની ડાબી બાજુએ રાખવો.

૧૩. સૂતકના દિવસોમાં તદ્દન સાદો ખોરાક ખાવો, તેમજ કપડાં પણ સાદાંજ પહેરવાં. ઘરમાં કોઈ પણ જાતનું મિષ્ટાન કરવા દેવું નહિ, અને આનંદના બીજા જે કાંઈ પ્રકાર હોય તે સર્વ પણ બંધ રાખવા.

૧૪. " આ ઘરનાં માણસો સૂતકમાં છે, " એમ બહારથી આવનાર માણસને સહજ સમજાઈ જાય તે માટે ઘરની ઓસરી ઉપર અથવા બીજી કોઈ ખુલ્લી જગ્યાપર એક બે હાથનો પહોળો ભગવા રંગવાળા વસ્ત્રનો કકડો છાપરા સાથે બાંધી જમીન સુધી લટકતો રાખવો.

૧૫. સૂતકના સાત દિવસ પૂરા થયા પછી આઠમે દિવસે સ્હવારે સર્વ સૂતકીઓએ સારી રીતે નાહી ધોઈ મરનારનાં અવશેષ રહેલાં અસ્થિ તથા રાખ વગેરે જે ઘડામાં રાખી મૂક્યાં હોય તે ઘડા સાથે લઈ જે સ્થળે તે દાટવો હોય તે સ્થળે સઘળાઓએ જવું. આને શ્રાદ્ધયાત્રા કહે છે.

૧૬. મરનારનો બહુજ પાસેનો સગો હોય તેનેજ શ્રાદ્ધ કરવાનો અધિકાર છે. એવો જે, શ્રાદ્ધ કરનારો

હોય તેણે ઉપર જણાવ્યું તેમ શ્રાદ્ધયાત્રા વખતે પોતાના હાથમાં તે રક્ષાકુંભ એટલે જેમાં અસ્થિ રાખ વગેરે ભર્યું હોય તે લઇને સૌ મંડળની આગળ ચાલવું. ઓસરીના છાપરાપર બાંધેલું પેલું ભગવું કપડું લાંબી લાકડીના ઉપલા છેડા સાથે બાંધી મરનારના કોઇ બીજા સંબંધીએ ધ્વજાની માફક હાથમાં પકડી શ્રાદ્ધ કરનારની લગોલગ ચાલવું. બધાઓએ ધીમે ધીમે ચાલવું, અને ચાલતે ચાલતે એકાદ શોકદર્શક ગીત ગાવું.

૧૭. નક્કી કરેલા સ્થળે શ્રાદ્ધયાત્રા આવી પહોંચ્યા પછી બધાઓએ ઉભા રહેવું. બધા ઉભા રહ્યા પછી ઉપાધ્યાયે પ્રાર્થના કરવી કે:– " હે પરમકૃપાળુ પરમાત્મન્ ! અમારા મરણ પામેલા બન્ધુના સ્થૂલદેહની આ પવિત્ર રાખ પૃથ્વીના પેટમાં આજે દાટી દઇએ છીએ ! એનો ચેતનસ્વરૂપ આત્મા સ્વર્ગલોકમાં ત્હારી પાસે છે ! એનો સ્થૂલદેહ બળીને ભસ્મ થઈ માત્ર આ રાખજ બાકી રહી છે ! અમારી યાદગીરી સારૂ અમે તેને આ સ્થળે દાટીએ છીએ ! એ યાદગીરી પવિત્ર કર ! અમારા પ્રાણપ્રિય બન્ધુના આત્માને સ્વર્ગલોકમાં અખંડસુખ અને શાન્તિ આપ ! એના સગાંસંબંધીઓ અને મિત્રોના મનનું સર્વ પ્રકારે સમાધાન કર, અને તેઓનાં દુઃખી અંતઃકરણને શાંતિ આપ ! "

૧૮. આ પ્રાર્થના પૂરી થયા પછી તે ઘડો તેમાંની રાખ સાથે જમીનમાં ખાડો ખોદી તેમાં મૂકી દેવો. ઉપાધ્યાયે તેની ઉપર પોતાને હાથે માટી નાખવી. બધો ખાડો પૂરાઈ રહે એટલે તેના મુખ ઉપર ચાર પાંચ ઈંટો મૂકીને ચુનાથી ચણાવી લેવો.

૧૯. કેટલાક દિવસ પછી તે ઇંટો ઉપર યાદગીરીના ચિન્હ તરિકે આરસપહાણની અથવા તો બીજી કોઇ જાતના પત્થરની ન્હાની સરખી શિલા ગોઠવવી, અને તેના ઉપર મરનારનું નામ, જન્મદિવસ તથા મૃત્યુ દિવસ વગેરે કોતરાવવું.

૨૦. રક્ષાકુંભ એટલે રાખવાળો ઘડો દાટી દીધા પછી બધાઓએ ભેગા મળી મરનારને ઘેર પાછું આવવું. ત્યાં ઉપાધ્યાયે ફરીથી ઉપાસના કરવી, અને ધર્મગ્રંથમાંથી કેટલોક ભાગ અર્થ સાથે વાંચી સંભળાવવો.

૨૧. પછી શ્રાદ્ધ કરનારે પ્રભુની પ્રાર્થના કરવી. શ્રાદ્ધ કરનાર મનુષ્ય મરનારનો ભાઇ, પિતા, પતિ અથવા બીજી જે રીતનો સંબંધી હોય તે પ્રમાણે તેનામાં મરનાર સંબંધે જુદી જુદી મનોવૃત્તિ હોય, અને તેને લીધે તેની પ્રાર્થના પણ જુદા જુદા પ્રકારનીજ થાય, એ દેખીતુંજ છે; તોપણ મરણ પામેલા માણસને બે

ચાર પુત્રો હોય તો તેમાંથી તો જે સૌથી મ્હોટો હોય તેણેજ શ્રાદ્ધ કરવું.

૨૨. આ પ્રમાણે જ્યેષ્ઠ પુત્ર પોતાના પિતાનું શ્રાદ્ધ કરવા બેસે તે વખતે તેના બીજા સર્વ ન્હાના ભાઇઓએ તેની પાસે બેસવું. તેમાં મ્હોટા ભાઇએ આ પ્રમાણે પ્રાર્થના કરવીઃ—

"હે પ્રેમસ્વરૂપ પ્રભુ ! અમોને બધી વસ્તુઓનો આપનાર તું છે. વડીલો, બંધુઓ, મિત્રો તેમજ સર્વ સગાંસંબંધીઓ વગેરે ત્હારી કૃપાથીજ અમને પ્રાપ્ત થાય છે, અને ત્હારીજ ઇચ્છા પ્રમાણે તેઓ અમને આ લોકમાં છોડીને પોતે પરલોકમાં ચાલ્યાં જાય છે. ત્હારી ઈચ્છા શુભ છે, ત્હારો હેતુ મંગળમય છે ! અમારો જન્મદાતા પિતા, અરે ! અમારો પ્રાણપ્રિય જનક થોડા દિવસ પહેલાં અમોને છોડીને ત્હારી પાસે આવ્યો છે. તેના મરણના દુઃખથી અમારૂં અંતઃકરણ અત્યંત વિહ્વળ થાય છે, પરંતુ આ લોકનાં અનિવાર્ય દુઃખ, ક્લેશ અને મોહમાંથી છૂટી હવે તે ત્હારા સમાગમના સુખનો અનુભવ લે છે, એવી અમારી જે દ્રઢ શ્રદ્ધા છે તેને લીધે અમારૂં સમાધાન થાય છે. હે પ્રભુ ! તેના આત્માને સદાકાળ ત્હારા ચરણમાં આશ્રય

આપ. આનંદ ભરેલાં સુખથી તેના તરફ તું જો; અને ત્હારૂં પ્રેમામૃત તેને સદાકાળ પા."

"હે ભક્તવત્સલ પ્રભુ! અમારા પિતાના મરણથી અમો તેના દીનબાળકોનો આધાર નાશ પામ્યો છે, અને અમે ઉઘાડા પડી ગયા છીએ. હવે અમો નિરાશ્રિતોને ત્હારા સિવાય બીજો કોઈ આશ્રય રહ્યો નથી. તુંજ અમારૂં સર્વ રીતે પાલન કર. દુઃખીને સુખ આપનાર, અને શોકાતુરને શાન્તિ આપનાર ત્હારા વિના બીજું કોઇ નથી, માટે અમે ત્હારેજ શરણ આવીએ છીએ. અમારો સ્વીકાર કર. અમોને પોતાના કરીને માન. આ સ્થૂલલોકનાં અશાશ્વત્ સુખના અને ખોટી પ્રતિષ્ઠાના બળવાન મોહથી તું અમોને સર્વ પ્રસંગે બચાવ. હાલમાંજ ગત થયેલો અમારો પિતા અને બીજા સંબંધીઓ, એ સર્વ જણાં સ્વર્ગલોકમાં ત્હારા સમાગમના સુખનો અનુભવ લે છે, એવો જે અમારો દ્રઢ વિશ્વાસ છે તેને તું વિશેષ દ્રઢ કર. આ સ્થૂલલોકના વિષયોની વાસનાઓના પાશમાં અમોને બંધાઈ જવા દઈશ મા. અમારાં મરણ પછી અમોને ત્હારા પ્રેમમય કુટુંબમાં સ્થળ મળે તેમ કર. હે માતાપિતા! અમારૂં જીવન પવિત્ર કર, અમારી સર્વ આશા અને ઇચ્છા મંગળ કર, અને અમોને ત્હારા સાચા સેવક બનાવ."

૨૩. પછી ઉપાધ્યાયે પ્રાર્થના કરવી અને પ્રભુનો આશીર્વાદ માગવોઃ—

" હે જીવંત જાગૃત પરમાત્મા ! અમે મનુષ્ય પ્રાણી કેટલાં દુર્બળ અને કેટલાં ક્ષણભંગુર છીએ ! આ ક્ષણે અમો છીએ અને બીજી ક્ષણે નથી ! આવી અમારી ક્ષણિક અવસ્થા છે ! અમોને મૃત્યુ ક્યારે પોતાના કરી લેશે એટલે કે ઉપાડી જશે, તેનો કાંઈ નિયમ નથી ! સગાંસંબંધીઓ અને ઇષ્ટમિત્રો સાથે આ ક્ષણે સંસાર સુખનો અનુભવ લઈએ છીએ, પણ બીજી ક્ષણમાં અમારી કેવી અવસ્થા થઈ જશે તેનો બિલકૂલ ભરૂસો નથી ! કદાચ આ બધું ત્યાંનું ત્યાં પડયું મૂકીને એકદમ ત્હારી સમક્ષ અમોને આવવું પડશે ! એ વખતે આ સ્થૂલ ઐશ્વર્ય અમોને કાંઈ કામ લાગવાનું નથી; માટે હે અનંત ! હે પરમાત્મન્ ! સાચા શાશ્વત્ સુખ તરફ અમારી દ્રષ્ટિ રખાવ. પરલોક બાબતનો અમારો વિશ્વાસ દ્રઢ કર. જે મરનાર બન્ધુની યાદગીરી નિમિત્ત આજે અમે ભેળા થયા છીએ તેના આત્માને શાન્તિ આપ. તેનું મરણ પામેલું સ્થૂલ-માટીનું શરીર અમારી નજર આગળથી દૂર થયું છે, પણ તેનો શાશ્વત્ ભાગ જે તેનો આત્મા, તેના તરફનો અમારો પ્રેમ જરા પણ

ઓછિ થવા દઈશ મા. તે અમર છે. તેનો અને અમારો નિયોગ થવા દઈશ મા. આ પૃથ્વી ઉપર ત્હારૂં બ્રહ્મરાજ્ય થાય એમ કર. ત્હારી ઇચ્છા હોય ત્યાં સુધી અમોને આ લોકમાં રાખજે અને જે દિવસે તને ઠીક લાગે તે દિવસે ત્હારી પાસે બોલાવી લેજે; પણ કોઈ પણ રીતે ત્હારા શરણમાં આશ્રય આપજે. હે ભક્તવત્સલ ! હે કરૂણાસાગર ! હે પરમાત્મન્ ! અમો દીનજનોને ત્હારાથી દૂર કરીશ મા. "

" હે દયામય પિતા ! આ ગૃહમંદિર પવિત્ર કરો, આ કુટુંબમાં તમે અખંડ નિવાસ કરો, અને અત્રેનાં સઘળાં મનુષ્યોનું રક્ષણ કરો ! ब्रह्मकृपाहि केवलं. "

૨૪. પછી શ્રાદ્ધ કરનારે ઇશ્વરનો આશીર્વાદ માગવો:—

" મ્હારા પિતા, પ્રપિતા, પ્રપિતામહ અને મ્હારા સર્વ પૂર્વજો સ્વર્ગલોકમાં અનંતકાળ સુધી શાશ્વત સુખોનો ઉપભોગ લો ! આ પવિત્ર આર્યાવર્તમાંના ઋષિ અને મુનિયો ધન્ય હો ! આ દેશમાંના તેમજ પરદેશમાંના સાધુપુરૂષો અને ધર્મસ્થાપકો ધન્ય હો ! તેમના નામનો જયજયકાર થાઓ ! ઓળખીતા અને ઓળખાણ વિનાના, મિત્રો અને શત્રુઓ, સારા તેમજ નરસાઓ, એવા જેટલા મનુષ્યો આજ સુધીમાં

મરણ પામ્યા છે તે સર્વના આત્માઓ સ્વર્ગમાં સુખ ભોગવો ! ब्रह्मरूपाहि केवलं. शांतिः शांतिः शांतिः "

૨૫. પછી શ્રાદ્ધ કરનારે પોતાની શક્તિના પ્રમાણમાં જે કાંઈ દાન ધર્મ કરવું હોય તે કરવું; અને દેશના કલ્યાણનાં મંડળોને તથા પરોપકારી મંડળોને જે કાંઇ બક્ષિસ આપવી હોય તે આપવી.

## ૨૧.
## વ્રતો તથા નિયમો.

૧. આટલે સુધી જે આચાર અને સંસ્કાર જણાવ્યા તે બધા પ્રત્યેક બ્રાહ્મગૃહસ્થોને માટે છે. વળી તે વિનાના પણ બીજા કેટલાક આચાર છે, પણ તે બધાને એક સરખી રીતે લાગુ નથી. જેઓને કાંઈક વિશેષ ધાર્મિકસિદ્ધિ મેળવવી હોય અથવા મનોવૃત્તિ ઉપર કાંઈક વધારે જય મેળવવો હોય તેઓએજ માત્ર એ આચરવાના છે. એવા આચારોમાંનો મુખ્ય આચાર વ્રતનિયમાદિનો છે.

૨. આ વિશેષ વ્રતો કરવામાં અથવા નિયમો પાળવામાં કોઇ અમુક પ્રકારનું પુણ્ય છે, એમ જે

કોઈને લાગતું હોય તો તે તેની ભૂલ છે. વ્રત કરવાથી પુણ્ય થતું નથી, પરંતુ ધર્માચરણની બાબતમાં તે સાધન તરિકે કામ લાગે છે.

૩. અભિમાનને લીધે અથવા મ્હોટાપણાની ઇચ્છાને લીધે વ્રત કદિ પણ કરવું નહિ; પરંતુ તે કરવાથી મનની વૃત્તિઓપર જે સારૂં નરસું પરિણામ થવાનું છે તે પરિણામને ખાતરજ કરવું.

૪. તેમજ જે વ્રતથી એકનું શ્રેય થયું તેનાથી બીજાનું પણ શ્રેય થશેજ, એવો કાંઈ નિયમ નથી. વળી એક ઋતુમાં જે વ્રત હિતકર થાય તે સઘળી ઋતુમાં હિતકર થશેજ, એમ પણ કોઈએ માની બેસવું નહિ.

૫. વ્રત એ ઓષધ જેવું છે, તેથી જેમ એકજ દવા સઘળા મનુષ્યોને કે એકજ મનુષ્યને પણ સર્વ અવસ્થામાં લાગુ પડતી નથી, તેવીજ રીતે વ્રત પણ એક સરખી રીતે અથવા એકજ વ્યક્તિને સર્વ પ્રસંગે લાગુ થતું નથી. દવાની પેઠે વ્રત પણ મનુષ્યના સ્વભાવ, પ્રકૃતિ, સમય, સ્થળ, વગેરેની અનુકૂળતા પ્રતિકૂળતા પ્રમાણે બદલવાં પડે છે.

૬. ખાસ કારણ વિના કોઈએ પણ વ્રત કરવું નહિ.

૭. મનુષ્યના આત્માને અનેક બાબતોની જરૂર છે. તે તે બાબતો પ્રાપ્ત કરવાનું સામર્થ્ય મેળવવા ખાતર ભકતોએ વ્રતો આચરવાં.

૮. વ્રતોના અનેક પ્રકાર છે. પાતિવ્રત્ય, પત્નીવ્રત, શિષ્યત્વ, ભૂતદયા, આત્મપરીક્ષા, શાન્તિ, ક્ષમા, આત્મસંયમ, ભક્તિ, યોગ, વૈરાગ્ય વગેરે અનેક પ્રકારનાં વ્રતો છે.

૯. સંસારમાં આપણા જે જુદા જુદા સંબંધો છે તેને અંગે કેટલાંક વ્રતો હોય છે. તે એ કે સાત્વિક વિવાહ, પિતૃભક્તિ, માતૃસેવા, ભ્રાતૃભાવ વગેરે.

૧૦. સ્ત્રી અને પુરૂષ, ન્હાનાં અને મ્હોટાં, પરણેલાં અને વગર પરણેલાં, શ્રીમંત અને ગરીબ, ગૃહસ્થ અને ભીખારી, શેઠ અને નોકર, રાજા અને પ્રજા, એવી જુદી જુદી સ્થિતિનાં મનુષ્યોનાં જુદાં જુદાં વ્રતો હોય છે. એક વ્રતથી અમુકને ફાયદો થયો માટે બીજાને પણ થશેજ, એવો નિયમ નથી.

૧૧. ઘરસંસાર સંબંધી, સમાજ સંબંધી, દેશ સંબંધી, બુદ્ધિ સંબંધી, નીતિ સંબંધી, પરમાર્થ સંબંધી, આત્માના કલ્યાણ સંબંધી અને રાજ્ય સંબંધી વગેરે અનેક પ્રકારનાં વ્રતો છે.

૧૨. વ્રત કોઈ પણ પ્રકારનું હો, પણ તે પ્રભુની મદદ વિના કદિ પણ સફળ થવાનું નથી.

૧૩. આત્મશુદ્ધિની ઇચ્છા રાખી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો, એજ માત્ર માણસથી બની શકે તેમ

છે; પણ તે પ્રયત્ન આપણે હાથે સફળ થવો એ તો ઈશ્વરની કૃપાને આધારે છે.

૧૪. મનમાં ક્ષણે ક્ષણે જે પાપવાસના પ્રબળ થાય છે તેની પાસે મનુષ્યનું જરા પણ ચાલતું નથી; પ્રભુની મદદ વિના આપણા પોતાના બળથી કોઈ પણ દુર્વિકારને દાબી શકાતો નથી; આ વાત શ્રદ્ધાવાળા મનુષ્યે બરાબર ખ્યાલમાં રાખવી.

૧૫. પ્રભુની પ્રાર્થના, એ દરેક વ્રતનું જીવન છે. પ્રાર્થનાની મદદ વિના વ્રત સફળ થતું નથી.

૧૬. વ્રત સંબંધી બહારની ક્રિયા અને કર્મ, એ બધું શુષ્ક છે તેમાં પુણ્યનો અંશ પણ નથી. અંતઃકરણનો શુદ્ધભાવ, પ્રેમપૂર્વક ભક્તિ અને વિશ્વાસપૂર્વક પ્રભુપ્રાર્થના, એના વિના પુણ્યનો બીજો માર્ગજ નથી.

૧૭. માટે વ્રત ધારણ કરવા પહેલાં અભિમાન છોડીને પોતાનો બધો ભાર પ્રભુ ઉપર નાખો, તેનામાં દૃઢ વિશ્વાસ રાખો અને તેની મદદ માગો. એમ કર્યા વિના ખાલી વ્રત ધારણ કરવું તે નકામું છે.

## ૨૨.
## રિપુસંહાર.

(ભાગ-૧)

૧. " રિપુસંહાર " એટલે કામ ક્રોધાદિ છ શત્રુઓનું દમન કરવું તે. સર્વ વ્રતોમાં રિપુસંહારવ્રત અત્યંત શ્રેષ્ઠ છે.

૨. તમામ દૈવીસંપત્તિમાં ચિત્તશુદ્ધિ બહુ મહત્વની વસ્તુ છે, પણ ઇન્દ્રિયો વશ થયા વિના ચિત્તશુદ્ધિ થતી નથી; માટે મનોનિગ્રહ અથવા ઇન્દ્રિયદમનની બહુ મ્હોટી જરૂરિયાત સમજવી જોઇએ.

૩. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર, એ મનોવિકાર વારંવાર પ્રબળ થાય છે, અને જે તેને વશ થાય છે તેની પોતાની–પોતાના આત્માની દુર્દશા થઈ જાય છે, એટલા માટે આ દુષ્ટ વિકારોની ગુલામગીરીમાંથી છૂટવું, એ દરેક મનુષ્યની પહેલી ફરજ છે.

૪. કોઇ ક્રોધી હોય છે, કોઇ અદેખા હોય છે, કોઈ અભિમાની હોય છે, કોઇ લોભી હોય છે, અને કોઈ કામી હોય છે. આ પ્રમાણે દરેકે દરેક મનુષ્યના

મન ઉપર કોઇને કોઇ પ્રકારના મનોવિકારની સત્તા હોય છેજ, અને આવી રીતે મનુષ્ય વિકારોનો ગુલામ બને એટલે તેનાથી ભક્તિ થઈ શકતી નથી, તેમજ પ્રાર્થના પણ કરી શકાતી નથી.

૫. આમ હોવાથી એ મનોવિકારરૂપ શત્રુઓને હમેશના અભ્યાસદ્વારા પોતાને સ્વાધીન કરી લેવા જોઇએ. આ પ્રમાણે તેનાપર જય મેળવવો, એટલે કે તેને વશ કરવા, એનુંજ નામ રિપુસંહાર છે.

૬. આ રિપુસંહારવ્રત આરંભવા પહેલાં પાપાચરણથી પોતાના આત્માનો કેટલો બધો અનિવાર્ય નાશ થાય છે, એ વાત બરાબર ખ્યાલમાં આવવી જોઇએ, અને તે માટે મનમાં અત્યંત પરિતાપ થવો જોઇએ. ત્યાર બાદ અનુતપ્ત અંતઃકરણથી વારંવાર પ્રભુની પ્રાર્થના કર્યા કરવી, અને અખંડ આત્મપરીક્ષણ કરતા રહી સર્વ પ્રકારના મોજશોખથી ઘણા દિવસ સુધી દૂર રહેવું.

૭. આ પ્રમાણે અંતઃકરણ તૈયાર થયા પછી વ્રત કરવા ઈચ્છનાર મનુષ્યે વ્રત લેવા માટે એટલે કે વ્રત શરૂ કરવા માટેનો દિવસ નક્કી કરવો.

૮. તે દિવસે સ્હવારમા વ્રત કરવા ઈચ્છનારે સારી રીતે ન્હાઈ ધોઈ સ્વચ્છ થઈ શાન્ત અને એકાંત સ્થળે

જવું, અને ત્યાં અંતઃકરણમાંનાં સર્વ મહા ઘોર પાપો પ્રભુને નિવેદન કરી તેની કરૂણા માગવી.

૯. પશ્ચાતાપના અગ્નિથી તેનું અંતઃકરણ એવું તો દગ્ધ થઇ ગયેલું હોવું જોઇએ કે જેથી કરીને હૃદય ભેદાઇ જઇને આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડે, અને ચિત્તવૃત્તિ અત્યંત નમ્ર બની જઇને મનમાં લજ્જા આવે.

૧૦. પછી ફરીથી સ્નાન કરવું અને કુટુંબમાં હમેશાં જે પ્રાતઃકાળની ઉપાસના થતી હોય તે કરવી. તે થઈ રહ્યા પછી બધા સમક્ષ અથવા તો એકાંત સ્થળમાં વ્રત કરવા ઇચ્છનારે રિપુસંહારવ્રત ગ્રહણ કરવું.

૧૧. વ્રત લેતી વખત તેણે બોલવું કે– "સર્વ પાતકોને ભસ્મ કરનારી, એવી જે પ્રભુની કૃપા, તે આ પ્રસંગે મને મદદરૂપ થાઓ ! પોતાના પવિત્ર જીવન-દ્વારા જેઓએ આ લોકમાં સ્વર્ગસુખનો અનુભવ લીધો અને મૃત્યુ પછી પરલોકમાં પણ શાશ્વત્ સુખો પ્રાપ્ત કરી લીધાં, એવા જે પુણ્યવાન સાધુસંતો, તેમના ચરણની રજ આ પ્રસંગે મ્હારૂં અંતઃકરણ પાવન કરો !"

૧૨. આ પ્રમાણે બોલી પછી જે કોઈ ખાસ મનોવૃત્તિનો સંહાર કરવાનો હોય તેનો શબ્દથી તિરસ્કાર કરી તેની નિંદા કરવીઃ–

" હે દુષ્ટ ક્રોધ ! મ્હારા અંતઃકરણમાં તું ઘર કરી બેઠો છે. ત્હારો નિવાસ થવાથી મ્હારૂં અંતઃકરણ ભ્રષ્ટ થઈને નરક જેવું અપવિત્ર બન્યું છે ! તું મ્હારા હાડ માંસમાં પણ ઘુસી ગયો છે. મ્હારૂં લોહીનું દરેક ટીપું ત્હારા પ્રાણઘાતક ઝેરથી દૂષિત બન્યું છે ! મ્હારા શ્વાસોશ્વાસમાં પણ ત્હારી દુર્ગંધ આવે છે ! હે અધમ ! તેં મ્હારી વિચારદૃષ્ટિને ખરાબ કરી છે, વિવેકની જ્યોતિને હોલવી નાંખી છે, અને આત્મામાં ઘનઘોર અંધકાર છાઇ દીધો છે ! ! તું મ્હારા અંતઃકરણનો રાજા થવા ધારે છે ! તું દુષ્ટ પિશાચ રાક્ષસ છે ! તું મ્હારા પ્રેમસ્વરૂપ પ્રભુનો મ્હોટો દુશ્મન છે ! ત્હારે લીધેજ મ્હારો પ્રભુ મ્હારાથી દૂર દૂર થતો જાય છે. મ્હારા બધા આચાર વિચાર ભ્રષ્ટ થયા ! મ્હારા અંતઃકરણમાં શુભેચ્છા ઉત્પન્ન પણ થતી નથી ! ત્હારે લીધે મ્હારી પ્રાર્થના માત્ર શબ્દથીજ થાય છે, એટલે કે માત્ર બોલવામાંજ થાય છે, ભક્તિમાં મ્હારૂં ચિત્ત લાગતું નથી, અને ઇશ્વરની આરાધનાથી મ્હારૂં સમાધાન થતું નથી. મને આ ભયંકર અવસ્થા ત્હારે લીધેજ પ્રાપ્ત થઇ છે. હે દુષ્ટ દુરાધમ ક્રોધ ! તેં મ્હારા આત્માના સર્વસ્વનો નાશ કરવા માંડયો છે ! તું મહા ચંડાળ છે ! હવે પછી હું મ્હારા અંતઃકરણમાં તને રહેવા દઇશ નહિ.

તું સર્વ પાપનું મૂળ છે. તું અપવિત્ર, ભ્રષ્ટ અને નારકીય છે. પ્રભુકૃપાના બળથી હું તને મ્હારા અંતઃકરણમાંથી હાંકી કહાડીશ. ચાલ, નીકળ, મ્હારા અંતઃકરણમાંથી ! આ ક્ષણેજ ચાલ્યો જા ! ”

- “ અત્યાર સુધી તેં મને બહુ ઠગ્યો છે, અને મ્હેં મૂઢે તે સર્વ સહન કર્યું છે; પરંતુ આ શુભ સમયે ત્હારા સર્વસ્વનો નાશ કરી ત્હારી અસહ્ય ગુલામગીરીમાંથી છૂટવા માટે પરમસમર્થ પ્રભુએ મને સ્ફુરણા કરી છે. તેની કૃપાના બળથી એક નિમિષમાં ત્હારો સંહાર કરી નાખું છું ! હે દુષ્ટ ચંડાળ ક્રોધ રાક્ષસ ! બરાબર ધ્યાન આપીને જો, આ વ્રતરૂપી મહાપ્રતાપી શસ્ત્રનો પરમદારૂણ પ્રહાર ત્હારા ઉપર કરૂં છું ! એથી કરીને ત્હારો પૂર્ણ રીતે સંહાર થયોજ સમજજે ! ત્હારો નાશ થયો ! હવે મ્હારા આત્માનો સર્વ અંધકાર નાશ પામશે ! સદ્ભાવરૂપી સૂર્યનો ઉદય થઇ તેના મંગળ પ્રકાશમાં પ્રેમસ્વરૂપ પ્રભુ પોતાની મૂર્તિનાં મને પુનઃ દર્શન દેશે ! મ્હારા આત્મામાં નવું જીવન ઉત્પન્ન થશે અને તેદ્વારા હું ધન્ય થઇશ ! સર્વ સમર્થ સર્વાશ્રય પ્રભુ ! આ શુભ સમયે આપ મને સહાય થાઓ ! મ્હારૂં વ્રત સફળ કરો ! મને પાપીને પાવન કરો ! ”

૧૩. આ પ્રમાણે રિપુસંહાર કરે એટલે મનુષ્યે તે વ્રત લીધું એમ સમજવું. ત્યારથી તે વ્રતસ્થ એટલે વ્રત કરનાર થયો. છેવટે તેણે પ્રભુપ્રાર્થના કરવીઃ—

"હે દુરિતનાશન પતિતપાવન પ્રભુ! ત્હારા કૃપાપ્રસાદથી મ્હેં આ વ્રત લીધું છે, તે અખંડ રાખવામાં મને તું સહાય થજે! ત્હારા સામર્થ્યથી આ પ્રસંગે જેમ મ્હારા શત્રુપર મને જય મળ્યો છે, તે પ્રમાણે સર્વ સમયે જય મળે એમ કર. હું દુર્બળ છું, શક્તિવગરનો છું, માટે તુંજ મ્હારી સંભાળ કર. મને ફરીથી ક્રોધ વશ થવા દઇશ મા. આજ જેવી રીતે તેં ક્રોધનો સંહાર કર્યો છે, તેવીજ રીતે મ્હારા અંતઃકરણમાં તેને ફરીથી તું જાગૃત થવા દઇશ મા. મ્હારા આત્મામાં સદાકાળ શાન્તિ વાસ કરે એવી યોજના કર; તેમજ તેમાં ચિરકાલ સુધી ત્હારૂં બ્રહ્મરાજ્ય થાય એવી કૃપા કર. प्रभुकृपाहि केवलं"



## ૨૩.
## શિશુશિક્ષણ અથવા ચિત્રસાધન.

(વ્રત ૨)

૧. ન્હાનાં છોકરાંઓને ચિત્રલેખનદ્વારા ધર્મનાં અને નીતિનાં અનેક તત્ત્વો બહુજ સારી રીતે શીખવી શકાય છે.

૨. ચિત્રથી તેમનું મનરંજન થઇ તેમની જીજ્ઞાસા જાગૃત થાય છે, અને તેથી તેને શીખવેલી બાબતો તેના મનમાં બહુ સારી રીતે ઠસે છે.

૩. માટે છોકરૂં દશ બાર વર્ષનું થાય એટલે તેના માતાપિતાએ તેની પાસે ચિત્રસાધનવ્રત કરાવવું, એટલે કે ચિત્રદ્વારા તેને કેટલીક બાબતો શીખવવી.

૪. નીચે જણાવેલા લેખો ઘરમાં લીંપી ગુંપી તૈયાર કરેલી જમીનપર રંગ પૂરી ચીતરવા. તે સારા અને સાદા હોવા જોઇએ. એ લેખ ચીતરવાના સ્થળને સાધનસ્થાન કહે છે.

૫. આ કાર્ય છોકરાંની માતાએ, મ્હોટીબ્હેને અથવા કોઈ બીજી સ્ત્રીએ દરરોજ ત્રીજે પહોરે કરવું.

૬. ચાર પાંચ છોકરાંઓને ભેળાં કરી શીખવવું. બીજાં છોકરાં ન હોય તો પછી એકલાનેજ શીખવવું.

૭. વ્રતના પ્રથમ દિવસે સ્હવારમાં છોકરાંને ન્હવરાવી તેને સ્વચ્છ વસ્ત્ર પહેરાવવાં, અને દરેકના ગળાંમાં ફૂલની માળા પહેરાવવી.

૮. પછી માતાએ તેને ઉપાસનાસ્થાનમાં લઈ જવાં. ત્યાં સઘળી ઉપાસના તેને સંભળાવવી. તે પછી બધાં છોકરાંઓએ જમીનને માથું અડાડી હાથ જોડી પ્રભુને નમસ્કાર કરવા, અને પછી માતા સંગાથે સાધનસ્થાનમાં જવું.

૯. સાધનસ્થાનમાં ગયા પછી વ્રતસંસ્કારનો નીચે પ્રમાણે આરંભ કરવો.

૧૦. સર્વ છોકરાંઓએ સાથે બોલવું:–

" અમો સર્વ છોકરાંઓનું રક્ષણ કરનાર પ્રભુના નામનો જયજયકાર હો ! પ્રભુ અમારો પિતા અને અમારી માતા છે. તેના મંગળમય નામનો સદાકાળ જયજયકાર હો !

૧૧. પછી દરેક છોકરા અને છોકરીઓએ બોલવું:–

" આ પવિત્ર ચિત્રસાધનવ્રત મ્હારૂં કલ્યાણ કરનારૂં થાય, એવી કૃપા પ્રભુ મ્હારાપર કરો. "

૧૨. પછી માતાએ સાધનપટ ઉપર રંગવડે (૧) એકડો ક્‌હાડવો. છોકરાંઓએ તે અંક મ્‍હોટેથી વાંચી તેના ઉપર ફૂલ ચ્‍હડાવવાં. પછી માતાએ છોકરાંઓ પાસે બોલાવવું કેઃ—"એક દેવ, એક ભાવ, એક કુટુંબ, એક શાસ્ત્ર અને એક મુક્તિ."

૧૩. એકડાની પાસે નવવિધાનનું નિશાન ચિતરવું. તે ઉપર પણ છોકરાંઓએ ફૂલ ચ્‍હડાવવાં અને માતાની સાથે બોલવું કેઃ— "પવિત્ર નવવિધાનનો સર્વકાળ જયજયકાર હો !"

૧૪. ત્રીજા ચિત્રમાં એશિયા, યૂરોપ, આફ્રિકા અને અમેરિકા, એ ચાર ખંડના નકશા ચીતરવા. તે સર્વ ઉપર પણ પહેલાંની પેઠે છોકરાંઓએ ફૂલ ચ્‍હડાવવાં અને બોલવું કેઃ—" આખી પૃથ્વીમાં શાન્તિ અને સમાધાન પ્રસરો! ચારે ખંડમાંના લોકોમાં સંપ અને પ્રેમ વૃદ્ધિ પામો!"

૧૫. આ પ્રમાણે હજી બીજાં આગળ જણાવેલાં ચિત્રો પણ માતાએ એક પછી એક ચિતરતાં જવું, અને તે દરેકપર છોકરાંઓએ ફૂલો ચ્‍હડાવી પછી આગળ જણાવ્યું છે તેમ બોલતાં જવું.

૧૬. પૈસાની થેલીનું ચિત્ર–પરમાત્માનું શાશ્વતસત્ય આ લોકની સર્વ સંપત્તિઓ કરતાં વધારે મૂલ્યવાન છે.

૧૭. સૂર્ય ચંદ્ર—મ્હારી કીર્તિ સૂર્યના તેજ જેવી તેજસ્વી અને મ્હારો પ્રેમ ચંદ્રનાં કિરણોની પેઠે આલ્હાદ કારક થાઓ.

૧૮. નદી—નદીના પ્રવાહની પેઠે મ્હારો જીવન-પ્રવાહ લાખો જીવોને સુખ અને આનંદ આપનારો થાઓ.

૧૯. ચંદનવૃક્ષ—મને દુઃખ દઇ મ્હારો છળ કરનાર મ્હારા શત્રુને પણ મને જોઈને આ ચંદનવૃક્ષ પ્રમાણે આરામ અને આશીર્વાદ પ્રાપ્ત થાઓ.

૨૦. પર્વત—મ્હારો વિશ્વાસ પર્વત પ્રમાણે દ્રઢ અને મ્હારો ભાવ હિમાલય પેઠે અચળ રહો.

૨૧. વ્રત કરનાર જો કન્યા હોય તો તેને નીચે જણાવેલાં ચિત્રો દેખાડવાં.

૨૨. મંગળસૂત્ર—આ મંગળસૂત્ર જેવી રીતે મ્હારા કંઠનું ભૂષણ થઈ મને શોભા આપે છે તેવીજ રીતે મ્હારૂં પાતિવ્રત્ય મ્હારા આખા જીવનના ભૂષણ-રૂપ બનો.

૨૩. કંકણ—મ્હારા હાથનાં સર્વોત્તમ કંકણરૂપ દાનધર્મ બનો.

૨૪. વસ્ત્રો—વિનયરૂપ વસ્ત્રો મ્હારા સર્વ દોષોના ઢાંકણરૂપ બનો.

૨૫. આટલું થયા પછી છોકરાંએ પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરવા અને બોલવું:—" હે પ્રભુ ! મ્હારૂં આ વ્રત સફળ થાય એવી કૃપા કરો. "

૨૬. આ પ્રમાણે આશીર્વાદ માગી લીધા પછી જે ચિત્રો કહાડયાં હોય તે લુછી નાખવાં, અને સાધનપટ લીંપી ગુપી રાખવો. આ પ્રમાણે એક અઠવાડિયું એટલે સાત દિવસ સુધી કરવું.

૨૭. સાતમે દિવસે આ ચિત્રસાધનવ્રત સમાપ્ત કરવું. તે દિવસે માતાએ પ્રભુપ્રાર્થના કરવી અને વ્રતની સમાપ્તિ કરી સર્વેએ સાથે શાંતિઃ શાંતિઃ શાંતિઃ એમ ત્રણ વાર બોલવું.

૨૮. વ્રત સમાપ્ત કરવાના દિવસે છોકરાંઓને હાથે તેના સોબતીઓ અને મિત્રોને ખાવાનું અપાવવું, ગરીબ ગરબાંઓને દાન અપાવવું, ગાય વાછરડાંને ઘાસચારો નંખાવવો અને પક્ષીઓને ચણ નંખાવવી.

---

## ૨૪.
## આત્મિકવિવાહવ્રત.

(વ્રત ૩.)

૧. પોતાનો વિવાહ સંબંધ વધારે આત્મિક કરવાની બાબતમાં જે કોઇ પતિપત્નીને ઇશ્વરીપ્રેરણા

થઇ હોય, તેઓએજ માત્ર તે પ્રેરણાને અનુસરીને આત્મિકવિવાહમત કરવા પ્રવૃત્ત થવું. બીજાંઓએ નહિ

૨. જુવાન ઉમ્મરમાં સ્ત્રી પુરૂષો વિવાહ કરે છે ખરાં, પણ પુખ્ત ઉમ્મરમાં આ આત્મિકવિવાહ થયા સિવાય બન્નેનો સંબંધ પૂર્ણ થતો નથી.

૩ જુવાનીમાં કરેલા સાંસારિક વિવાહથી તો સ્ત્રી પુરૂષ આ લોકમાં એક બીજાનાં સોબતી બને છે, પરંતુ આ આત્મિકવિવાહથી તો સ્વર્ગલોકમાં પણ પરસ્પર સોબતી બને છે.

૪. છોકરાંછૈયાં થાય અને સંસારસુખ પ્રાપ્ત થાય, એટલા માટેજ વિવાહ કરવા જોઇએ, એમ વિષયીજનોને લાગે છે; પરંતુ એ સર્વ રીતે મિથ્યા છે.

૫. વિવાહ—લગ્ન, એ મરણ પછી પ્રભુના બ્રહ્મરાજ્યમાં શાશ્વતસ્થાન પ્રાપ્ત કરી લેવાનું ઉત્તમ સાધન છે.

૬. માટે વિવાહિત સ્ત્રી પુરૂષોએ પુખ્ત ઉમ્મરમા આ આત્મિકવિવાહમત કરવું. તેના યોગે આ લોકમાં પ્રેમસબંધ દ્રઢ થઇને સ્વર્ગલોકમાં પણ તેનો ચિરકાળ સુધી પરસ્પર સહવાસ રહેશે.

૭. ચાળીસથી પચાસ વર્ષની ઉમ્મર દરમ્યાનમાં આ ઉત્તમ વિવાહસંસ્કાર કરવો.

૮. સ્ત્રીપુરૂષો પુખ્ત ઉમ્મરમાં આવી પહોંચે તે પહેલાં તેના જીવનનાં ઘણાં કાર્યો થઈ ગયાં હોય છે, છોકરાં છૈયાં થઇને સંસાર સુખનો ઉપભોગ સારી રીતે થઈ ગયો હોય છે અને જન્મ ધરીને જે કાંઈ કરવાનું છે, તેમાંનો ઘણોખરો ભાગ હાથથી થઈ ગયો હોય છે. મતલબ કે એ ઉમ્મરે આ લોક સંબંધી બહુ થોડાંજ કામો કરવાનાં બાકી રહે છે.

૯. માટે આવી પુખ્ત ઉમ્મરમાં સમજુ સ્ત્રીપુરૂષોએ આત્મિકવિવાહથી થનારૂં સુખ, સમાધાન અને આનંદની બાબતનો વિચાર કરવો.

૧૦. આ વ્રત શરૂ કરવા પહેલાં ત્રણ દિવસ અગાઉથી મનની વૃત્તિઓને દ્રઢ અને સ્થિર કરવી. એ ત્રણ દિવસોમાં પતિપત્નીએ એકાંત સ્થળમાં ભેગાં મળી ભક્તિ, ભજન, ઈશ્વરચિંતન, પ્રાર્થના, ધ્યાન, શાસ્ત્ર-વાંચન ઇત્યાદિ ધર્મસાધન કરતાં રહેવું.

૧૧. આ પ્રમાણે મનની તૈયારી થયા પછી ચોથે દિવસે સ્હવારમાં પતિપત્ની બન્નેએ સ્નાન કરી ભગવાં વસ્ત્રો પહેરવાં અને ઘરના ઉપાસનાસ્થાનમાં જઈ નિત્યની ઉપાસના કરવી.

૧૨. ઉપાસના પૂર્ણ થયા પછી પતિપત્નીએ એક બીજાની સામે જુદા જુદા આસનપર બેસવું.

૧૩. પતિએ પત્નીને કહેલું– " હે પત્ની ! આજના શુભ પ્રસંગે પ્રભુ સમક્ષ આત્મિકવિવાહ જોડવાને માટે આપણે તૈયાર થયાં છીએ ! આ મંગળ સંબંધ કલ્યાણદાયક કરવા માટે આપણા કુળોપાધ્યાય સાક્ષાત્ પ્રભુ પોતાનો વરદહસ્ત ઉંચો કરીને આપણી સામે ઉભો છે ! ધન્ય ! પ્રભુની કૃપાને ધન્ય છે ! "

૧૪. પત્ની–ધન્ય ! પ્રભુની કૃપાને ધન્ય છે ! તેના મંગળ નામનો જયજયકાર હો !

૧૫. પતિ–" હે પત્ની ! આજ દિવસ સુધી જગત્માંનાં સુખ દુ:ખોનો પુષ્કળ અનુભવ લીધો, સંસારમાં એક બીજાના સહવાસમા રહી પરસ્પર પુષ્કળ સુખ આપ્યું, શક્તિ પ્રમાણે મનથી અને હાથથી થોડી ઘણી ઈશ્વરસેવા પણ કરી, પ્રભુની કૃપાવડે આજ પર્યંત આ લોકમાં દિવસ કહાડયા. હવે પછી પણ સંભાળ કરવા માટે તેજ સમર્થ છે. તેની ઇચ્છાનુસાર એક દિવસ આપણને આ લોક છોડી પરલોકમા જવું પડશે. તે ઠેકાણે આપણો વિયોગ ન થાય, આપણા પ્રેમમાં વિક્ષેપ ન આવે અને આપણો સબંધ ચિરકાળનો થાય તે માટે આ આત્મિકવિવાહ કરવાની શુભેચ્છા પરમેશ્વરે આપણને પ્રકટાવી છે. તે પ્રમાણે વર્તવાથી આપણો

પ્રેમ શુદ્ધ થઈને દ્રઢ થશે, અને આપણને હમેશાં પ્રભુનો સહવાસ મળશે. આવું આ વ્રત કરવા માટે હે પ્રિયે! ત્હારા અંતઃકરણમાં દ્રઢ નિશ્ચય છે કે?"

૧૬. પત્ની–હે પતિ! પ્રભુની આજ્ઞા હું માથે ચ્હડાવું છું. ! તેના કરતાં કલ્યાણકારી બીજું કાંઇજ નથી, માટે તે પાળવી, એ મ્હારી પહેલી ફરજ છે. હું અત્યંત દુર્બળ છું. આ મહા વ્રત કરવાનું સામર્થ્ય દેવા માટે પ્રભુ સમર્થ છે!

૧૭. પતિ–સર્વ સમર્થ પ્રભુ આપણા દુર્બળ આત્માને આ કઠિન વ્રત કરવાનું બળ આપો.

૧૮. પત્ની–તથાસ્તુ.

૧૯. પતિ–આ પરમપવિત્ર અને અત્યંત ગંભીર વ્રત સાત દિવસનું છે. એ સાત દિવસમાં એકાગ્ર ચિત્તથી પ્રભુની સેવા બનવી જોઇએ. પોતાના મનોભાવ વિશુદ્ધ અને વિલીન થવા જોઇએ. આ લોકનાં સર્વ બંધનો છૂટી જવાં જોઈએ. એમ થાય તોજ આ વ્રત સફળ થાય છે. બીજી રીતે નહિ.

૨૦. પત્ની–એ બધું કરવા માટે પ્રભુકૃપા સમર્થ છે!

૨૧. પતિ–પ્રિયા! ત્હારો જમણો હાથ મ્હારા જમણા હાથ સાથે લગાડ. હવે જો, આપણા બન્નેના

જમણા હાથની આસપાસ આ ફૂલની માળા વીંટીને તેના બેઉ બાજુના છેડાની ગાંઠ બાંધું છું. આ સુકુમાર સુમનમાળા આપણું પ્રેમબંધન છે, એમ સમજ. આ પ્રસંગે આ માળાદ્વારા આપણા હાથ જેવી રીતે એકત્ર થયા છે તેવી રીતે વિશુદ્ધ પ્રેમબંધનદ્વારા આપણા આત્માનું નિરંતર ઐક્ય રહો.

૨૨. પત્ની–તથાસ્તુ ।

૨૩. પતિ–આ સુમનગ્રંથિ આપણા પ્રેમબંધનને વાસ્તવિકરીતે દર્શાવનાર હોવાથી આપણા આત્મા હવે નિરંતર એકત્ર રહેશે. તેમનો કદિ પણ વિયોગ થશે નહિ. જેવી રીતે આજે આપણે એકત્ર છીએ તેવીજ રીતે સ્વર્ગમાં પણ આપણા આત્મા એકત્ર રહીને પરસ્પરના વિશુદ્ધ સમાગમ સુખનો અનુભવ લેશે !

૨૪. પત્ની–મ્હારો પણ એવો પૂર્ણ ભાવ છે અને દ્રઢ વિશ્વાસ છે. પ્રભુ કદિ પણ તે વિફલ થવા દેશે નહિ.

૨૫. પતિ–હવે આપણે પરલોકની યાત્રાએ નીકળ્યાં છીએ આપણે યાત્રાળુ–પ્રવાસી છીએ, માટે આ કાષાય ( ભગવાં ) વસ્ત્રો, આ આસન અને આ ધર્મ-પુસ્તકોનો સ્વીકાર કર, તેમજ નવવિધાનના આ પવિત્ર

નિશાનનો પણ સ્વીકાર કર, અને તે આપણા રાજાધિરાજનો-પ્રભુનો જરિયાન ફેંટો છે, એમ સમજ તથા પોતાના પ્રાણની પેઠે તેનું સર્વકાળ રક્ષણ કર.

૨૬. પત્ની—એ સઘળાંનો હું માનપૂર્વક સ્વીકાર કરૂં છું.

૨૭. પતિ—હવે આપણા આચાર વિચાર હમેશાં મંગળ રાખવા જોઇએ; કામ, ક્રોધ, લોભ, અભિમાન વગેરે દુષ્ટ વિકારોને આપણે જીતવા જોઇએ; વિષયવાસનાઓથી દૂર રહી સંસારની આસક્તિનો ત્યાગ કરવો જોઇએ; ભાવ, ભક્તિ, પ્રેમ, દયા, વગેરેને અંતઃકરણમાં ધારણ કરી તેની વૃદ્ધિ થાય તેમ કરવું જોઇએ; અને પ્રભુનું ધ્યાન, ભજન, કિર્તન, ધર્મગ્રંથોનું વાંચન તથા શ્રવણ અને સાધુ સમાગમ ઈત્યાદિદ્વારા પ્રભુની સાથે યોગ કરી લેવો જોઇએ. એ વિના હવે આપણને બીજું કર્તવ્ય કરવાનું નથી. આપણો આ આત્મિક વિવાહ સંબંધ દયાળુ પ્રભુ મંગળરૂપ કરો.

૨૮. પત્ની—તથાસ્તુ.

૨૯. પછી પતિએ પ્રાર્થના કરવીઃ—

" હે યોગ યોગેશ્વર ! અમારાં બન્નેનાં અંતઃકરણો સાત્વિકયોગના બંધનથી જોડી દે ! અમારા આત્માનો

વિયોગ થવા દઈશ મા. મ્હારો આત્મા મ્હારી પત્નીમાં લીન થઈ જાય અને તેનો આત્મા મ્હારામાં લીન થઇ જાય, તથા અમારા બન્નેના આત્મા ત્હારામાં દ્રઢરીતે જોડાઈ જઈ ચિરકાળ સુધી ચોનાનંદનો અનુભવ લે, એવી કૃપા કર. અમારી સર્વ ઇચ્છા અને સર્વ કામના પવિત્ર તથા પુણ્યમય કર. અમારાં સર્વ પાપો બાળીને ભસ્મ કર. સંસારનાં બધાં બંધનોમાંથી અમને મુક્ત કર આ સ્થૂલ લોકનાં પાર્થિવ સુખોમાંથી અમારાં અંતઃકરણને ખેંચી લઈ સ્વર્ગનાં શાશ્વત સુખોમાં જોડી દે ત્હારા સમીપ ત્હારા પુણ્યમય પ્રકાશમા અમો સદા નિવાસ કરીએ તેમ કર.' શાન્તિ શાન્તિ શાન્તિ "

૩૦. આ વ્રત લીધા પછી સાત દિવસ સુધી પતિ-પત્નીએ એકાંત સ્થળમા ઇશ્વરનું ભજન પૂજન કરવું. પવિત્ર ગ્રંથોનું વાચન અને આત્માનાં કલ્યાણ સંબંધી વાતો કરવામાં આ સાત દિવસો ગાળવા તેમજ ગરીબોને દાન આપવું, પક્ષીઓને ચણ નાખવી, ગાય વાછરડાંને ઘાસ ચારો નાખવો, ઝાડોને પાણી પાવું અને ભોજન સમયે સાધુ સંતોને પોતાની સાથે ભોજન કરાવવું.

## ૨૫.
## બ્રહ્મચર્ય.

### (વ્રત ૪)

બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવા ઇચ્છનાર પુરૂષે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરવીઃ—

"સર્વ શક્તિમાન પ્રભુ! ત્હારી ઈચ્છાનુસાર આ મહા કઠિન બ્રહ્મચર્યવ્રત ધારણ કરવા માટે હું તૈયાર થયો છું. લગ્ન કરીને ગૃહસ્થાશ્રમમાં ન પડતાં, સંસાર અને સંસારનાં સર્વ સુખ દુઃખો, તથા તેની વિટંબનાઓ અને મોહથી દૂર રહી મ્હારૂં સકળ જીવન ત્હારી સેવામાંજ અર્પણ કરવાની મને જે મરજી થાય છે તે ત્હારી ઈચ્છાને અનુસરીનેજ થાય છે. પ્રભુ! ત્હારી ઈચ્છા મંગળરૂપ છે, તથા શિવરૂપ–કલ્યાણકારક છે! તેને અનુસરવું, એ મ્હારૂં પરમશ્રેષ્ઠ કર્તવ્ય છે; માટે સર્વ પ્રકારની વિષયવાસનાઓનો ત્યાગ કરીને ત્હારી પરમ કલ્યાણકારક ઈચ્છાનું અવલંબન કરવા હું તૈયાર થયો છું. આજ સંવત્ * * * વર્ષના * * * મહિનાની * * તીથીએ * * વારને દિવસે, તું કે જે સર્વનો અંતર્યામી પરમાત્મા છે, તેની સાક્ષીથી હું

આ પરમપવિત્ર બ્રહ્મચર્યવ્રતનો સ્વીકાર કરૂં છું. મ્હારા આ શરીરમાં જીવ છે ત્યાં સુધી હું આ પુણ્યમય આશ્રમમાં રહીશ, તેના સર્વ નિયમો પાળીશ, અને લગ્નની વાત મનમાં પણ લાવીશ નહિ. મ્હારી સઘળી વિષયવાસનાઓને તથા સંસાર સુખની સઘળી ઇચ્છાઓને આજના આ પવિત્ર દિવસે બ્રહ્મચર્યવ્રતના પ્રખર અગ્નિમાં હોમી દઉં છું; અને મ્હારૂં આ જીવન પરોપકારમાં, પારકાંના દુઃખો મટાડવામાં, પોતાના બન્ધુઓની સેવા કરવામાં તથા ઇશ્વરભક્તિ ઇ૦ સત્કાર્યો કરવામાં ગાળવાનો દ્રઢ નિશ્ચય કરૂં છું. તે સફળ કરવાવાળો પરમસમર્થ પ્રભુ તુંજ છે ! તું મને સહાય થા. સન્માર્ગથી મને ભ્રષ્ટ થવા દઇશ મા. મ્હારા વ્રતનું રક્ષણ કર. સ્ત્રીઓના મોહથી મને બચાવ. સંસારની મોહજાળમાંથી મને મુક્ત કર, અને આ આશ્રમનાં સર્વ કાર્યો કરવાની મને શક્તિ આપ બીજાઓ ભલે ખુશીથી લગ્ન કરે અને સંસાર સુખનો ઉપભોગ કરે, પરંતુ મ્હારે તો ત્હારી મંગળ ઇચ્છાને માન આપીને આ સર્વ બંધનોથી અળગા રહી અશ્રાંતપણે ત્હારી સેવામાં લાગેલું રહેવુંજ જોઇએ. સર્વ સમર્થ પ્રભુ ! ત્હારા અમૃતમય નામનો સર્વત્ર જયજયકાર હો !”

૨૬.
## વૈધવ્ય.

( વ્રત ૫ )

હે ભક્તવત્સલ કરૂણાનિધાન પ્રભુ! આ ત્હારી દીન–દુર્બળ દાસી અત્યંત નમ્રભાવથી ત્હારે શરણ આવી છે! હું સર્વ રીતે નિરાશ્રિત થઈ પડીછું! મ્હારા પ્રિય પતિ મને છોડીને પરલોકમાં ત્હારા સમીપ આવેલા છે. આ લોકમાં હવે તે મને ફરી મળનાર નથી. તેના વિયોગના દુઃખથી મ્હારૂં અંતઃકરણ બળીને ખાખ થઈ ગયું છે. ત્હારા વિના હવે મને કોઇનો આધાર રહ્યો નથી. નિર્ધનીયાંનું ધન તુંજ છો, બળહીનનું બળ તુંજ છો, દુઃખીઆંનો દિલાસો પ્રભુ તુંજ છો! માટે આ ત્હારી દીનદાસીએ હવે ત્હારા ચરણનો આશ્રય લીધો છે. હવે મ્હારૂં સર્વસ્વ તુંજ છો. હે સર્વના આધારરૂપ પ્રભુ! મને દીનને ત્હારી પોતાની ગણ, મ્હારો સ્વીકાર કર. ત્હારીજ ઈચ્છાથી મને આ વૈધવ્યાવસ્થા પ્રાપ્ત થઇ છે. મ્હારૂં સર્વ સૌભાગ્ય નાશ પામ્યું છે. આવી અવસ્થામાં તુંજ મ્હારૂં રક્ષણ કર. મ્હારા પ્રાણપ્રિય પતિ આ સ્થૂલ લોક છોડી ગયા છે, તે સ્વર્ગલોકમાં શાશ્વત

આનંદનું સુખ ભોગવે છે! ત્હારી કૃપાથી તેને દિવ્ય અવસ્થા પ્રાપ્ત થઈ છે. જો કે હાલ તુરત મને તેમનો શારીરિક વિયોગ થયો છે ખરો, તોપણ માનસિક રીતે તો તે સર્વ કાળ મ્હારી નજીકજ છે. મ્હારો આત્મા નિરંતર તેની સાથે જોડાઇ રહીને તેના સમાગમ સુખનો ઉપભોગ લેશે જો કે હાલ થોડા વખત તેનો અને મ્હારો વિયોગ રહેશે, પણ મૃત્યુ પછી ફરીથી તેમનો અને મ્હારો સંયોગ થશે. એમ ન થય ત્યાં સુધી આ વૈધવ્યવ્રત પાળવાનું મને બળ આપ.

હે પ્રાણારામ, પ્રાણેશ્વર, પ્રાણપતિ, પ્રાણવલ્લભ પ્રભુ! ત્હારી સમક્ષ હું આ વૈધવ્યવ્રત ધારણ કરૂં છું. મ્હારા પતિ મૃત્યુ પામ્યા છે, છતાં પણ હું ફરીથી લગ્ન કરીશ નહિ મ્હારૂં પાતિવ્રત્ય બીજા પુરૂષને હું કદિ પણ અર્પણ કરીશ નહિ આયુષ્યના બાકી રહેલા દિવસો હું આ વૈધવ્યાવસ્થામાંજ અને એક નિષ્ઠાથી ત્હારી સેવા કરવામાંજ ગાળીશ દયાળુ પ્રભુ! ત્હારી આ દુર્બળ દાસીની આ ઇચ્છા સફળ કરનાર તુંજ છો સર્વ પાપ-માર્ગોથી મ્હારૂં રક્ષણ કર મ્હારો સ્વભાવ નમ્ર, સહનશીલ, શાંત અને વિનયવાળો બનાવ અંતઃકરણમાં ત્હારી સેવા કરવા માટે પ્રબળ હોંસ પ્રકટાવ! ભજન

પૂજનમાં તથા ધ્યાનમનનમાં મ્હારો સર્વ કાળ વ્યતીત થાય તેમ કર. પરોપકારના કામમાં મ્હારૂં શરીર ચંદનની પેઠે ઘસાય એવી કૃપા કર. હે સિદ્ધિદાતા પ્રભુ ! મ્હારૂં આ જીવન મને તથા બીજાઓને કલ્યાણકારી થાય તેવી કૃપા કર. ત્હારી અજ્ઞાન પુત્રીની ત્હારી પાસે એજ માગણી છે, તે માન્ય કર !

---

## ૨૭
## સાધક.

(પ્રત ૬)

હે પ્રભુ ! આ અસાર સંસારમાંથી હું મ્હારૂં પોતાનું ચિત્ત ખેંચી લઈને ત્હારા ચરણમાં લગાડું, એવી ત્હારી કૃપાને લીધે મ્હારા અંતઃકરણમાં ઉત્કટ સ્ફુરણા થઇ છે. તેને અનુસરીને આ ત્હારો દીનદાસ સાધક વ્રતનું અવલંબન કરવા તૈયાર થયો છે. આજથી સંસારમાં આસક્ત નહિ થતાં પોતાનું બધું આયુષ્ય સાધુ સંતના સમાગમમાં ગાળવું, અને તેમના સહવાસમાં રહી શમ દમાદિ દૈવીસંપત્તિ પ્રાપ્ત કરી લેવી, એવી ત્હારી મંગળ યોજના છે, તે પ્રમાણે વર્તવા માટે હું તૈયાર થયો છું.

આજના આ શુભ સમયે સંવત્ * * * વર્ષના * * * મહિનાની * * તીથીએ * * વારને દિવસે હું આ પવિત્ર સાધકવ્રત ગ્રહણ કરૂં છું. મ્હારૂં આખું જીવન આ નવવિધાન ધર્મના અનુયાયી બન્ધુઓની સેવામા અર્પણ કરૂં છું. આ સાધકાશ્રમનાં જે નાના પ્રકારના કર્મો છે તે સર્વ બરાબર રીતે કરવાનુ મને સામર્થ્ય આપ ત્હારા કૃપાપ્રસાદ વિના મ્હારો નિશ્ચય સફળ થવાનો નથી, માટે તું મને સહાય કર

૨૮.

## વિરક્તગૃહસ્થાશ્રમ.

(વ્રત ૭)

હે પરમાત્મા! ત્હારી મંગળ ઇચ્છાથીજ મને આ વિરક્તગૃહસ્થાશ્રમવ્રત આરંભવાની સ્ફુરણા થયેલી છે, પરંતુ આ વ્રત બહુ તીવ્ર અને કષ્ટસાધ્ય છે સંસારમા સ્ત્રી પુત્ર તથા માતાપિતાના સહવાસમા રહેવા છતા પણ તેઓનાથી વિરક્ત રહેવું, એ અત્યંત કઠિન છે સંસારનો મોહ મહા દારૂણ છે તેનાથી

છૂટવા માટે ત્હારી કૃપા વિના કોઈ પણ સમર્થ નથી. માટે પ્રભુ ! જે પ્રમાણે તેં આ વ્રતની ઇચ્છા મ્હારા અંતઃકરણમાં ઉત્પન્ન કરી છે તેજ પ્રમાણે તે સફળ કરવાનું સામર્થ્ય પણ તુંજ આપ. આજ સંવત્ * * * વર્ષના * * * મહિનાની * * તીથીએ * * વારને દિવસે હું આ વિરક્તગૃહસ્થાશ્રમવ્રત ગ્રહણ કરૂં છું. તે સફળ કરનાર સર્વ સમર્થ પ્રભુ તુંજ છે.

મ્હારી સર્વ પેદાશ આજથી ત્હારા આ પવિત્ર નવવિધાન ધર્મમાં અર્પણ કરીશ. મ્હારા અને મ્હારા કુટુંબના પોષણ માટે જે કાંઈ ખાસ જરૂરનું હશે તેટલુંજ માત્ર અને તે પણ સમાજના અધિકારીઓની સંમતિ લઈનેજ હું તેમાંથી લઈશ. બાકીનું બધું ત્હારા પવિત્ર ધર્મનું રક્ષણ કરવામાં તથા તેનો પ્રચાર કરવામાં ખરચી નાખીશ.

મ્હારા પોતાના મોજશોખ કે સુખની જરા પણ પરવા રાખ્યા વગર મ્હારૂં તન, મન અને ધન, એ સઘળું ત્હારી સેવામાં ખરચી નાખીશ. જે કરજ પાછું વાળવાનું મ્હારામાં સામર્થ્ય નથી તેવું કરજ હું કદિ પણ કરીશ નહિ. ત્હારી કૃપાથી મને જે કાંઈ સ્થૂલ સંપત્તિ પ્રાપ્ત થશે તેનો સંતુષ્ટ ચિત્તથી સ્વીકાર કરીશ,

અને ઘણા સ્થૂલ વૈભવોની મને સગવડ હશે તોપણ હું અત્યંત નમ્ર, વિનયસંપન્ન અને સંસારથી વિરક્તજ રહીશ. આ પવિત્ર વ્રત કરવાનું પ્રભુ મને બળ આપ.

---

૨૯

## ધર્મપ્રચારક.

(વ્રત ૮)

૧. જે કોઇને બ્રાહ્મધર્મના ધર્મપ્રચારક એટલે કે ઉપદેશક થવું હોય તેણે બીજા પુખ્ત અને અનુભવી બ્રાહ્મપ્રચારકોના સહવાસમાં રહી ધર્મનો અભ્યાસ કરવો. અભ્યાસ પૂર્ણ થયા પછી પણ તેણે તે પ્રચારકની પાસે એક વર્ષ સુધી રહેવું, અને ધર્મનું વિશેષ તત્ત્વ સમજી લઈ પ્રચારકના કામનો સારી રીતે પરિચય કરી લેવો. એવી રીતે શિક્ષાકાળ પૂરો થયા પછી એ અભ્યાસ કરનાર ગૃહસ્થ ધર્મપ્રચારકની દીક્ષા લેવા માટે સર્વ પ્રકારે યોગ્ય છે, એવી ધર્મપ્રચારક વર્ગની ખાત્રી થાય એટલે તેને કોઈ મુખ્ય ધર્મપ્રચારકે મુખ્ય આચાર્ય પાસે લઈ જવો, અને આચાર્યને કહેવું કે –

૨. " આચાર્યજી, પવિત્ર બ્રાહ્મધર્મના પ્રચારક થવાની આ મ્હારા બન્ધુની ઈચ્છા છે. તેની તે ઇચ્છાને અનુસરીને હું તેને આપની પાસે લાવ્યો છું. પ્રચારકની દીક્ષા લેવા માટે એ યોગ્ય છે, એમ આપની તથા સમાજના સર્વ બન્ધુઓની ખાત્રી થાય તો પછી આપ તેને દીક્ષાપ્રસાદ આપો, એવી મ્હારી વિનંતિ છે !

૩. તે પછી આચાર્યે દીક્ષાર્થી ગૃહસ્થને પૂછ્યું:-

૪. **આચાર્ય**-ધર્મપ્રચારકની દીક્ષા લેવા માટે તમો તૈયાર થયા છો તે કોની ઇચ્છાથી ?

૫. **દીક્ષાર્થી**-પ્રભુની ઇચ્છાથીજ હું દીક્ષા લેવા તૈયાર થયો છું.

૬. **આ.**-પ્રભુની ઇચ્છા તમે શી રીતે સમજી શક્યા?

૭. **દી.**-મ્હારા મનના સર્વ સાત્વિક વિચારો અને ઈચ્છાઓ રાત્રી દિવસ એ બાબતમાંજ લાગી રહે છે, અને મ્હારા મનની તથા આત્માની પસંદગી પણ એવીજ છે તે સર્વ મને ધર્મપ્રચારકની દીક્ષા લેવા અંતરમાંથી પ્રેરે છે. તે ઉપરથી હું એમ માનું છું કે મ્હારે દીક્ષા લેવી એવો ઇશ્વરી સંકેતજ છે.

૮. **આ.**-જ્યારથી માતાના ગર્ભમાં તમારો સંભવ થયો ત્યારથીજ ઇશ્વરનો એવો સંકેત હતો, અને એ

હેતુથીજ તમોને તેણે જન્મ આપ્યો છે, તથા એ ઇશ્વરી સંકેત પૂર્ણ કરવાને માટેજ તમે દીક્ષા લેવા તૈયાર થયા છો, એમ તમને લાગે છે કે ?

૯. દી.–હા, આચાર્યજી, મ્હારો એવો પૂર્ણ વિશ્વાસ છે.

૧૦. આ.–આ પવિત્ર દીક્ષા સંબંધી જે કાંઇ કર્મો છે તે બરાબર રીતે બજાવવા માટે તમે તૈયાર છો કે ? ઉપદેશક થયા પછી એ આશ્રમ છોડી શકાતો નથી, એ તમને ખબર છે કે ?

૧૧. દી–હા, આચાર્યજી.

૧૨. આ.–આ પવિત્ર બ્રાહ્મધર્મ અને બ્રાહ્મમંડળ સાથે તમારો સંબંધ કયા પ્રકારનો છે ?

૧૩. દી.–બ્રાહ્મમંડળનો હું એકનિષ્ઠ સેવક છું, અને સર્વ બ્રાહ્મબન્ધુઓની સેવા કરવી તથ બ્રાહ્મધર્મનો નિરંતર ફેલાવો કરવો, એ મ્હારૂં કર્તવ્ય છે.

૧૪. આ.–તમારૂં પોતાનું અને તમારા કુટુંબનું ગુજરાન તમે શી રીતે ચલાવશો ?

૧૫. દી.–મ્હારૂં પોતાનું જીવન અને મ્હારૂં કુટુંબ મ્હેં પ્રભુને અર્પણ કર્યું છે. મ્હારા ગુજરાનની ચિંતા તેને છે. તે અમારૂં રક્ષણ કર્યા વિના રહેશે નહિ.

મને મ્હારાં અન્ન વસ્ત્રની ચિંતા કરવાનું કારણ નથી. દયાળુ પ્રભુ મ્હારી અને મ્હારા કુટુંબની સંભાળ રાખવા સમર્થ છે.

૧૬. આ.—તથાસ્તુ. હવે તમે પ્રભુ સમક્ષ તેના પવિત્ર બ્રાહ્મધર્મના પ્રચારક થવાની દીક્ષા લેવા માટે પ્રતિજ્ઞા કરો.

૧૭. દી.—આજ સંવત્ * * * વર્ષના * * * મહિનાની * * તીથીએ * * વારને દિવસે પ્રભુ સમક્ષ બ્રાહ્મધર્મ પ્રચારકવ્રત હું ગ્રહણ કરૂં છું. આજથી સ્થૂલ લોકની ચિંતાઓનો અને સાંસારિક વિષયોનો હું ત્યાગ કરૂં છું. બ્રાહ્મધર્મનો ફેલાવો કરવો, પોતાના બન્ધુઓની સેવા કરવી અને પૃથ્વી પર પ્રભુનું બ્રાહ્મરાજ્ય સ્થાપવું, વગેરે ધાર્મિક કાર્યો કરવામાં હું મ્હારૂં આખું જીવન ગાળીશ. આ પવિત્ર અને સનાતન બ્રાહ્મધર્મનો ઉપદેશ કરવાના કામમાં હું કોઇથી પણ ડરીશ નહિ. આ સત્યધર્મનું જે કાંઈ ઉદાર અને ગંભીર સ્વરૂપ છે, તે કોઈની પણ મહેરબાની મેળવવા ખાતર જાણી જોઈને અન્યથા બતાવીશ નહિ. સત્ય, પ્રેમ, પવિત્રતા, પ્રભુભક્તિ અને ભ્રાતૃભાવ વગેરેનો જેથી કરીને મનુષ્ય જાતમાં વધુ વધુ ફેલાવો થાય એવી

રીતે હું સદા ઉપદેશ કરીશ. આ પવિત્ર નવવિધાનની પ્રતિષ્ઠા કરીશ, તેનો ફેલાવો કરીશ અને તેની મહત્તા વધારીશ. સોનું રૂપું અને સંપત્તિ કે વૈભવની પરવા કરીશ નહિ; તેમજ ઉદરપોષણની વ્યર્થ ચિંતા પણ કરીશ નહિ. માણસ માત્રમાં પ્રભુપ્રેમ ઉત્પન્ન થાય એવો પ્રયત્ન કરીશ. તે સિવાય બીજા કોઈ પણ પ્રકારના વ્યવસાયમાં હું પડીશ નહિ. મ્હારા ઘર-સંસારની સ્થિતિ જોવી અને મને જે કાંઈ જોઈએ તે આપવું, એ બધું મ્હારા સમાજબન્ધુઓને સુપ્રત કરૂ છું. આ બાબત તરફ તેઓએ ધ્યાન આપવું. મ્હારા સારૂ કરીને સમાજને કરજ કરવું પડે નહિ તેવી રીતે હું મ્હારી શક્તિપ્રમાણે શારીરિક અને માનસિક મહેનત કરીશ. પ્રભુપર સઘળો વિશ્વાસ રાખી હું અત્યંત નમ્ર અને વિરક્ત રહીશ.

પરમસમર્થ પ્રભુ ! કૃપા કરીને આજ આ શુભ પ્રસંગે ત્હારા પવિત્ર ધર્મની દીક્ષા મને તેં દીધી છે. હવે આ દીક્ષા અનુસાર વર્તવાનું સામર્થ્ય મ્હારામાં ઉત્પન્ન થાય એવો મંગળ આશીર્વાદ આપ. મ્હારામાં ત્હારા તરફનો દ્રઢ ભાવ, અચળ વિશ્વાસ અને શુદ્ધ પ્રેમ ઉત્પન્ન કર, કે જેથી કરીને ત્હારો સેવક કહેવડાવવાની

મ્હારામાં જરા પણ લાયકાત આવે. ત્હારા પવિત્ર નામનો સર્વદા જયજયકાર હો !

૧૮. આ.–મહાન્‌થી પણ મહાન્‌ પ્રભુ તમારાપર કૃપા કરો, અને તમને અતુલ બળ આપો.

૧૯. આચાર્યે આ પ્રમાણે આશીર્વાદ આપ્યા પછી ત્યાં હાજર હોય તે સર્વ પ્રચારકોએ આ નવા પ્રચારકને દ્રઢ પ્રેમાલિંગન કરવું અને તેને એક કમંડળ તથા વીણા ભેટ આપવી.

૨૦. પછી પ્રસંગને અનુસરતું એકાદ ગીત ગાઈ સર્વ સમાજે "ब्रह्मकृपाहि केवलं" शान्तिः शान्तिः शान्तिः એ વચનો બોલવાં.



# બ્રાહ્મધર્મ મત.

પરમેશ્વર એક છે, તે અનાદિ, અનંત, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, નિરવયવ, જ્ઞાનસ્વરૂપ, પરમપવિત્ર, કલ્યાણનિધાન, આનંદમય, અને પતિતપાવન છે.

૨. મનુષ્યમાં આત્મા છે. તે આત્મા અમર, અવિનાશી, અને ઉન્નત સ્વરૂપ છે, તથા પરમેશ્વર સાથે એ આત્માનો સાક્ષાત અને નિત્ય સંબંધ છે.

૩. પરમેશ્વરમાં પ્રીતિ, પૂજ્યભાવ અને અનન્યભાવ રાખીને, તે પ્રમાણે તેનું માનસિક ભજન પૂજન કરવું એજ તેની શુદ્ધ ઉપાસના છે. તે વડેજ આ લોક અને પરલોકમાં શાશ્વત સુખની પ્રાપ્તી થાય છે.

૪. પરમેશ્વર સાવયવરૂપે ( સાકારરૂપે ) પૃથ્વીપર અવતાર લેતા નથી; વળી સર્વથા સત્ય અને સર્વને પ્રમાણભૂત એવું કોઇ પણ ધર્મ પુસ્તક તેણે આપેલું નથી.

૫. મનુષ્યના અંતરમાં પરમેશ્વરે પોતાના પવિત્ર ધર્મનાં બીજોની સ્થાપના કરી રાખેલી છે. તે દ્વારાએ મનુષ્ય માત્રને સત્યધર્મનું જ્ઞાન થાય છે. આવો ધર્મભાવ શુદ્ધ અને સાત્વિક મનુષ્યોમાં વિશેષ પ્રમાણમાં જાગૃત હોય છે.

૬. પરમેશ્વર મનુષ્ય માત્રની પ્રેમમય માતા છે; માટે પ્રત્યેક પુરૂષ આપણો બંધુ અને પ્રત્યેક સ્ત્રી આપણી ભગિની છે, એવો મંગળભાવ અંતઃકરણમાં સદૈવ જાગૃત રાખીને પ્રત્યેક મનુષ્યે વર્તવું જોઇએ.

૭. મનુષ્યને પોતાના પાપ પુણ્યનો આ લોકમાં તેમજ પરલોકમાં હિસાબ આપવો પડશે-પાપકર્મો માટે પરમેશ્વર જે કાંઈ દંડ આપે છે તે મનુષ્યના હિતને માટેજ આપે છે. આ દંડ અનંતકાળ માટે હોતો નથી.

૮. આપણે કરેલાં પાપકર્મો બદલ અનુતપ્ત અંતઃકરણે પરમેશ્વરને શરણ જવું, અને તેનાપર આપણો સર્વ કાર્યભાર નાખી દઇને, પાપકર્મોથી દૂર રહેવા માટે નિરંતર સાવધ રહેવું; એજ પાપનું ખરૂં પ્રાયશ્ચિત છે.

# 'વિવિધ ગ્રંથમાળાનાં' ૧૯૬૭ (પ્રથમ વર્ષ)માં નીકળેલાં પુસ્તકો હજી પણ મળી શકે છે.

| મણકો. | પુસ્તકનું નામ. | છૂટકમૂલ્ય. |
|---|---|---|
| ૧, ૨, | આર્યધર્મનીતિ તથા ચાણક્ય-નીતસાર. .... .... | ૦–૫–૦. |
| ૩, | અબળાહિતદર્પણ. ... ... | ૦–૨–૬. |
| ૪, ૫, ૬, | સ્વામી રામતીર્થનું જીવનચરિત્ર, તથા ઉપદેશો. .... .... | ૦–૭–૬. |
| ૭, | લઘુલેખસંગ્રહ ભાગ પહેલો. .... | ૦–૨–૦. |
| ૮, | સંસારમાં ખરૂં સુખ ક્યહાં છે. | ૦–૩–૦. |
| ૯, | નવા યુગની વાતો. .... .... | ૦–૨–૬. |
| ૧૦, ૧૧, | યોગિની. ... .... .... | ૦–૫–૦. |
| ૧૨, | અક્ષરમાળા ( કવિ છોટમકૃત. ) | ૦–૨–૦. |

દરેકનું પોષ્ટેજ માફ. વી. પી. ખર્ચ જુદું.

ઉપલાં સર્વ પુસ્તકો સાથે મંગાવનારને પોષ્ટેજ વી. પી. ખર્ચ સાથે રૂા. ૧–૯–૦ માં મોકલાશે. ત્રીજા વર્ગનાંનો રૂ. ૩–૧–૦. બીજે વર્ગ રૂ. ૬–૧–૦.

નીચેના બેમાંથી ગમે તે ઠેકાણેથી સરખા મૂલ્યે મળી શકશે.

મુખ્ય સ્થળ-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

ઠે. હાથીબિલ્ડીંગ. કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨.

અથવા—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા,

ઠે. ખમાસાનો ચકલો, પોલીસગેટની બાજુમાં, મુ. અમદાવાદ.

# બીજાં ઉત્તમ અને સસ્તાં પુસ્તકો.

શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ કાચું પુઠું ૦-૪-૦ પાકું પુઠું ૦—૬-૬

શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ પાકું પુઠું ... ... ૦—૮-૦

શ્રીમદ્ ભગવદ્ગિતા શુ૦ અર્થ સાથે કિં. બે આનાથી આઠ આના સુધી

શ્રીયોગવાસિષ્ઠનાં વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ પાકું પુઠું ... ૦—૭-૦

શ્રીયોગવાસિષ્ઠનું નિર્વાણ પ્રકરણ ... ... ... ૩—૦-૦

સદ્ગુણી બાળકો ... ... ... ... ૦—૩-૦

બાળકોની વાતો ... ... ... ... ... ૦—૩-૦

બાળસદ્બોધ ... ... ... ... ... ૦—૪-૦

નશીબ ફેરવવાની કુંચી... ... ... ... ૦—૪-૬

આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ... ... ૧—૮-૦

આયુષ્ય વધારવાનો કીમિયો ( વૈદક પુસ્તક ) ... ૦—૫-૦

સુબોધ રત્નમાળા છત્રીશી પૃષ્ઠ ૭૨૦ પાકુ પુઠું (કવિતા) ૦—૧૪-૦

જેસંગ કાવ્ય પૃષ્ઠ ૯૦૦ પાકું પુઠું ... ... ૧—૨-૦

ક્ષાત્રપાળ પ્રતાપ ( કાવ્ય ) ... ... ... ૦—૧-૬

કથાવિનોદ ... ... ... ... ... ૦—૩-૦

શ્રી ભગવાનની છબી ઉપદેશ સાથે લીલા રંગની નવી ૦—૧-૦

ઠે૦—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—કાલબાદેવીરોડ—મુંબઈ.

# દર માસે ૫૩૦૦ પ્રતમાં
# જાહેર ખબર ફેલાવવી છે ?

દરેક જાતના વેપારીઓ, ધંધાદારીઓ, બુકસેલરો, ગ્રંથકર્તાઓ, વિગેરેને પોતાની જાહેર ખબરો ઘણા બહોળા પ્રમાણમાં ફેલાવવાનું વિવિધ ગ્રંથમાળા એ એક ઉમદા સાધન છે.

તેના દરેક પુસ્તકની ૫૩૦૦ નકલો હાલમાં છપાય છે.

જાહેર ખબરોના દર પણ નીચે પ્રમાણે મધ્યમજ રાખેલા છે. છતાં તેમાંથી બચે તે આવા ધર્મ કાર્યમાં મદદરૂપજ છે.

૧ એક પેજની જા૦ ખ૦ એક પુસ્તકમાં છપાવવા બદલ રૂ. ૮.
૨ એક પેજની બે વખત, કે બે પેજની એક વખતના રૂ. ૧૪.
૩ એક પેજની ત્રણ વખત, ત્રણ પેજની એક વખતના રૂ. ૨૦.
૪ એક પેજની ચાર વખત કે ચાર પેજની એક વખતના રૂ. ૨૫.
૫ એક પેજની પાંચ વખત કે પાંચ પેજની એક વખતના રૂ. ૩૦.
૬ એક પેજની છ વખત કે છ પેજની એક વખતના રૂ. ૩૪.
૭ એક પેજની સાત વખત કે સાત પેજની એક વખતના રૂ. ૩૭.
૮ એક પેજની આઠ વખત કે આઠ પેજની એક વખતના રૂ. ૪૦.

**સુચના (૧)** પૈસા અગાઉથી લેવાશે. (૨) બે પુસ્તક ભેગાં બંધાય તેમાં એકજ ઠેકાણે જા૦ ખ૦ લેવાય, તેથી કરીને વર્ષમાં આઠથી વધુ વખત જા૦ ખ૦ છપાવા સંભવ નથી. (૩) જે જે પુસ્તકમાં જા૦ ખ૦ છપાશે તેની એકેક પ્રત જા૦ ખ૦ આપનારને મફત અપાશે. (૪) ઉપયોગી અને બહુ મોંઘાં નહિ હોય તેવાં પુસ્તકોની જા૦ ખ૦ પોણી કિંમતે લેવાશે. (૫) હેન્ડબીલ વહેંચામણી વજનના પ્રમાણમાં દર સેંકડે આઠ આનાથી એક રૂ. સુધી.

**સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, હાથી બિલ્ડીંગ, કાલબાદેવી-મુંબઈ.**
**અથવા, એ ખાતાની શાખા ઠે૦ ખમાસાનો ચકલો મુ. અમદાવાદ.**

# જીવિતદાન આપનાર સો પાળક પણ નહી નીકળે ?

દીન વત્સલો ? દુષ્કાળને લીધે આશ્રમમાં અનાથોની સંખ્યા વધવા માંડી છે અને બીજી બાજુ આ અનાથ આશ્રમની શક્તિ ઓછી છે તો શું ભૂખે મરતા અનાથોને વીલે મોઢે પાછા કાઢવા પડશે ? અરે શું એમને આપણી નજર નીચે દયાજનક રીતે મરવા દેવા ? દયાળુ સજ્જનો ! સર્વ બાજી આપનાજ હાથમાં છે. પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો માત્ર દર માસે સાત રૂપીયા આપનાર ધર્માત્માના નામથીજ એક એક અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુન્ય ભુમીમાંથી એવા સો પાળક પણ નહી નીકળે ? અનાથના પ્રાણદાતા બનો બને દયા લાવી લખોઃ—

આ સિવાય પણ આ આશ્રમને યથાશક્તિ દાન આપવાની પ્રાર્થના કરવામાં આવે છે.

મંત્રી

હીંદુ અનાથાશ્રમ—નડીયાદ.

# "ગદ્યપદ્ય-સંગ્રહ."

## (માસિક પત્ર).

આ માસિક માટે ગુજરાતના માનનીય સાક્ષરોની કસાયલી કલમથી લખાએલા સુપ્રસિદ્ધ લેખોમાંથી તેના અભ્યાસકો દ્વારા ઉચ્ચતર ભાગો ચુંટી કઢાવવામાં આવે છે. જે બન્ધુઓને અવકાશ થોડો છે તેમને અને જિજ્ઞાસુ બન્ધુઓને આ માસિક ઉપયોગી વાંચન પૂરૂં પાડનારૂં થઈ પડશે, એવી આશા છે. આ માસિકનો હેતુ છેક ન્હાનાં ગામોમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનો તેમજ અલ્પ પ્રયાસે ઉપયોગી જ્ઞાન પૂરૂં પાડવાનોજ છે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧) છે. વર્ષની શરૂઆત કાર્તિક માસથી છે. ગ્રાહક થવા ઈચ્છનાર ગૃહસ્થોએ "ગદ્યપદ્ય સંગ્રહ"ના વ્યવસ્થાપકને વડોદરા "વત્સલ પ્રેસ" માં લખવું.

# "ગદ્યપદ્ય-સંગ્રહ."

## ( માસિક પત્ર ).

---

આ માસિક માટે ગુજરાતના માનનીય સાક્ષરોની કુશા-ગ્રલી કલમથી લખાએલા સુપ્રસિદ્ધ લેખોમાંથી તેના અભ્યાસકો દ્વારા ઉચ્ચતર ભાગો સુંટી કઢાવવામાં આવે છે. જે બન્ધુઓને અવકાશ થોડો છે તેમને અને જિજ્ઞાસુ બન્ધુઓને આ માસિક ઉપયોગી વાંચન પૂરૂં પાડનારૂં થઈ પડશે, એવી આશા છે. આ માસિકનો હેતુ છેક ન્હાનાં ગામોમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનો તેમજ અલ્પ પ્રયાસે ઉપયોગી જ્ઞાન પૂરૂં પાડવાનોજ છે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧) છે. વર્ષની શરૂઆત કાર્તિક માસથી છે. ગ્રાહક થવા ઇચ્છનાર ગૃહસ્થોએ "ગદ્યપદ્ય સંગ્રહ" ના વ્યવસ્થાપકને વડોદરા "વત્સલ પ્રેસ" માં લખવું.